અંતરંગ મોહના ઉદયથી રાગાદિક થાય અને બાહ્ય અઘાતિકર્મોના ઉદયથી રાગાદિકના કારણરૂપ શરીરાદિકનો સંયોગ થાય ત્યારે આકુળતા ઉપજે છે. મોહનો ઉદય નાશ થવા છતાં પણ અઘાતિકર્મોનો ઉદય રહે છે પણ તે આકુળતા ઉપજાવી શકતો નથી, પરંતુ પૂર્વે આકુળતાને સહકારી કારણરૂપ હતો માટે એ અઘાતિકર્મોનો નાશ પણ આત્માને ઇષ્ટ જ છે. કેવળીભગવાનને એના હોવા છતાં પણ કાંઇ દુ:ખ નથી માટે તેના નાશનો ઉદ્યમ પણ નથી, પરંતુ મોહનો નાશ થતાં એ સર્વ કર્મો આપોઆપ થોડા જ કાળમાં નાશને પ્રાપ્ત થઇ જાય છે. એ પ્રમાણે સર્વ કર્મોનો નાશ થવો એજ આત્માનું હિત છે. અને સર્વ કર્મોના નાશનું જ નામ મોક્ષ છે માટે આત્માનું હિત એક મોક્ષ જ છે, અન્ય કાંઇ નથી, એવો નિશ્ચય કરવો.

પ્રશ્ન—સંસારદશામાં પુણ્યકર્મનો ઉદય થતાં જીવ સુખી પણ થાય છે તો 'કેવળ મોક્ષ જ હિત છે' એમ શા માટે કહો છો?

## સંસારિકસુખ દુઃખ જ છે

ઉત્તર—સંસારદશામાં સુખનો સંભવ તો સર્વથા છે જ નહિ, દુઃખ જ છે; પરંતુ કોઇને કોઇવેળા ઘણુંદુઃખ હોય છે તથા કોઇને કોઇવેળા થોડુંદુઃખ હોય છે. હવે પૂર્વે ઘણુંદુઃખ હતું વા અન્યજીવોને ઘણુંદુઃખ હોય છે એ અપેક્ષાએ થોડાદુઃખવાળાને સુખી કહીએ છીએ, તથા એજ અભિપ્રાયથી થોડાદુઃખવાળો પોતાને સુખી માને છે, પણ વસ્તુતાએ તેને સુખ નથી. વળી એ થોડુંદુઃખ પણ જો સદાકાળ રહે તો તેને પણ હિતરૂપ ઠરાવીએ પરંતુ તેમ પણ નથી. પુણ્યનો ઉદય થોડો કાળ જ રહે છે અને ત્યાં સુધી જ થોડુંદુઃખ થાય છે પણ પાછળથી ઘણુંદુઃખ થઇ જાય છે. માટે સંસારઅવસ્થા હિતરૂપ નથી. જેમ કોઇને વિષમજ્વર છે તેને કોઇવેળા ઘણી અશાતા થાય છે તથા કોઇવેળા થોડી થાય છે, થોડી અશાતા હોય ત્યારે તે પોતાને ઠીક માને છે, લોક પણ કહે છે કે ઠીક છે, પરંતુ પરમાર્થથી જ્યાંસુધી જ્વરનો સદ્‌ભાવ છે ત્યાંસુધી તેને ઠીક નથી; તેમ સંસારીજીવને મોહનો ઉદય છે તેથી તેને કોઇવેળા ઘણી આકુળતા થાય છે તથા કોઇવેળા થોડી થાય છે, થોડી આકુળતા હોય ત્યારે તે પોતાને સુખી માને છે, લોક પણ કહે છે કે સુખી છે, પરંતુ પરમાર્થથી જ્યાંસુધી મોહનો સદ્‌ભાવ છે ત્યાંસુધી તે સુખી નથી. વળી સંસારદશામાં પણ આકુળતા ઘટતાં સુખી નામ પામે છે તથા આકુળતા વધતાં દુઃખી નામ પામે છે, પણ કાંઈ બાહ્યસામગ્રીથી સુખદુઃખ નથી. જેમ કોઇ દરિદ્રીને કિંચિત્ ધનની પ્રાપ્તિ થઇ, ત્યાં કંઈક આકુળતા ઘટવાથી તેને સુખી કહીએ છીએ અને તે પણ પોતાને સુખી માને છે, તથા કોઇ ઘણા ધનવાનને કિંચિત

ધનની હાનિ થઈ ત્યાં કંઇક આકુળતા વધવાથી તેને દુઃખી કહીએ છીએ અને તે પણ પોતાને દુઃખી માને છે. એજ પ્રમાણે સર્વત્ર જાણવું.

વળી એ આકુળતાનું ઘટવું વધવું પણ બાહ્યસામગ્રી અનુસાર નથી પણ કષાયભાવો ઘટવા વધવાના અનુસારે છે. જેમ કોઇને થોડું ધન છે પણ જો સંતોષ છે તો તેને આકુળતા થોડી છે તથા કોઇને ઘણું ધન છે પણ જો તૃષ્ણા છે તો તેને આકુળતા ઘણી છે. બીજું કોઇને કોઇએ ઘણું બૂરું કહ્યું, અને જો તેને થોડો ક્રોધ થયો તો તેને આકુળતા થોડી થાય છે તથા જેને થોડી વાતો કહેતાં જ ઘણો ક્રોધ થઇ આવે તો તેને આકુળતા ઘણી થાય છે, વળી જેમ ગાયને વાછરડાથી કાંઈ પણ પ્રયોજન નથી પરંતુ મોહ ઘણો હોવાથી તેની રક્ષા કરવાની તેને ઘણી આકુળતા હોય છે, ત્યારે સુભટને શરીરાદિથી ઘણાં કાર્ય સધાય છે પરંતુ રણક્ષેત્રમાં માનાદિવડે શરીરાદિથી મોહ ઘટી જતાં મરણની પણ તેને થોડી આકુળતા થાય છે. માટે એમ જાણવું કે—સંસાર અવસ્થામાં પણ આકુળતા ઘટવા વધવાથી જ સુખદુઃખ માનવામાં આવે છે. અને આકુળતાનું ઘટવુંવધવું રાગાદિ કષાયો ઘટવાવધવાના અનુસારે છે. વળી પરદ્રવ્યરૂપ બાહ્યસામગ્રી અનુસાર સુખદુઃખ નથી પણ કષાયથી ઇચ્છા ઉત્પન્ન થાય તથા ઇચ્છાનુસાર બાહ્યસામગ્રી મળે અને કંઇક કષાય ઉપશમવાથી આકુળતા ઘટે ત્યારે સુખ માને છે, તથા ઇચ્છાનુસાર સામગ્રી ન મળતાં કષાય વધવાથી આકુળતા વધે ત્યારે દુઃખ માને છે. હવે છે તો આ પ્રમાણે પણ આ જાણે છે કે—મને પરદ્રવ્યના નિમિત્તથી સુખદુઃખ થાય છે, પણ એમ જાણવું એ ભ્રમ જ છે. માટે અહીં આવો વિચાર કરવો યોગ્ય છે કે—સંસારઅવસ્થામાં કિંચિત્ કષાય ઘટતાં સુખ માનીએ છીએ અને તેને હિતરૂપ જાણીએ છીએ તો જ્યાં સર્વથા કષાય દૂર થતાં વા કષાયનાં કારણો દૂર થતાં પરમ નિરાકુળતા થવાથી અનંતસુખ પામીએ એવી મોક્ષઅવસ્થાને હિતરૂપ કેમ ન માનીએ? વળી સંસારઅવસ્થામાં ઉચ્ચપદ પામે તોપણ કાંતો વિષયસામગ્રી મેળવવાની આકુળતા થાય છે, કાંતો વિષયસેવનની આકુળતા થાય છે અગર કાંતો ક્રોધાદિકષાયથી કોઇ અન્ય ઇચ્છા ઉપજે તેને પૂર્ણ કરવાની આકુળતા થાય છે પણ કોઇ વેળા તે સર્વથા નિરાકુળ થઇ શકતો નથી; અભિપ્રાયમાં તો અનેક પ્રકારની આકુળતા બની જ રહે છે. વળી કોઈ આકુળતા મટવાના બાહ્યઉપાય કરે પણ પ્રથમ તો કાર્ય સિદ્ધ થાય નહિ, કદાચિત્ જો ભવિતવ્યયોગથી તે કાર્ય સિદ્ધ થઇ જાય તો તેજ ક્ષણે અન્ય આકુળતા મટવાના ઉપાયમાં લાગે છે; એ પ્રમાણે આકુળતા મટાડવાની પણ આકુળતા નિરંતર રહ્યાં કરે છે. જો એવી આકુળતા ન રહે તો નવા નવા વિષયસેવનાદિકાર્યોમાં તે શા માટે પ્રવર્તે છે? માટે સંસારઅવસ્થામાં પુણ્યના ઉદયથી ઇંદ્રઅહમિંદ્રાદિ પદ પામે તોપણ તેને નિરાકુળતા થતી નથી પણ દુઃખી જ રહે છે; માટે સંસારઅવસ્થા હિતકારી નથી.

બીજું મોક્ષઅવસ્થામાં કોઈ પ્રકારની આકુળતા રહી નથી માટે ત્યાં આકુળતા મટાડવાના ઉપાય કરવાનું પણ પ્રયોજન નથી અને સદાકાળ શાંત-રસવડે તે સુખી રહે છે માટે મોક્ષઅવસ્થા જ હિતકારી છે. પહેલાં પણ સંસારઅવસ્થાના દુઃખનું તથા મોક્ષઅવસ્થાના સુખનું વિશેષ વર્ણન કર્યું છે તે માત્ર આજ પ્રયોજન અર્થે કર્યું છે તેને પણ વિચારી મોક્ષને હિતરૂપ જાણી એક મોક્ષનો ઉપાય કરવો એજ સર્વ ઉપદેશનું તાત્પર્ય છે.

પ્રશ્ન—મોક્ષનો ઉપાય કાળલબ્ધિ આવતાં ભવિતવ્યાનુસાર બને છે, કે મોહાદિકનો ઉપશમાદિ થતાં બને છે, કે પોતાના પુરુષાર્થપૂર્વક ઉદ્યમ કરતાં બને છે? તે કહો, જો પહેલાં બે કારણો મળતાં બને છે તો તમે અમને ઉપદેશ શા માટે આપો છો? તથા જો પુરુષાર્થથી બને છે તો સર્વ ઉપદેશ સાંભળે છે છતાં તેમાં કોઇ પુરુષાર્થ કરી શકે છે તથા કોઈ નથી કરી શકતા તેનું શું કારણ?

## મોક્ષસાધનમાં પુરુષાર્થની મુખ્યતા

ઉત્તર—એક કાર્ય થવામાં અનેક કારણો મળે છે. મોક્ષનો ઉપાય બને છે ત્યાં તો પૂર્વોક્ત ત્રણે કારણો મળે છે તથા નથી બનતો ત્યાં એ ત્રણે કારણો નથી મળતાં; પૂર્વોક્ત ત્રણ કારણ કહ્યાં તેમાં કાળલબ્ધિ વા ભવિતવ્ય તો કોઇ વસ્તુ જ નથી, જે કાળમાં કાર્ય બને તેજ કાળલબ્ધિ તથા જે કાર્ય થયું તેજ ભવિતવ્ય. વળી કર્મનાં ઉપશમાદિક છે તે તો પુદ્ગલની શક્તિ છે, તેનો કર્તાહર્તા આત્મા નથી, તથા પુરુષાર્થપૂર્વક ઉદ્યમ કરવામાં આવે છે તે આત્માનું કાર્ય છે માટે આત્માને પુરુષાર્થપૂર્વક ઉદ્યમ કરવાનો ઉપદેશ આપીએ છીએ. હવે આ આત્મા જે કારણથી કાર્યસિદ્ધિ અવશ્ય થાય તે કારણરૂપ ઉદ્યમ કરે ત્યાં તો અન્ય કારણો અવશ્ય મળે જ અને કાર્યની સિદ્ધિ પણ અવશ્ય થાય જ, તથા જે કારણથી કાર્યસિદ્ધિ થાય અથવા ન પણ થાય તે કારણરૂપ ઉદ્યમ કરે તો ત્યાં અન્ય કારણ મળે તો કાર્યસિદ્ધિ થાય, ન મળે તો ન થાય. હવે જિનમતમાં જે મોક્ષનો ઉપાય કહ્યો છે તેનાથી તો મોક્ષ અવશ્ય થાય જ, માટે જે જીવ શ્રીજિનેશ્વરના ઉપદેશ અનુસાર પુરુષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરે છે તેને તો કાળલબ્ધિ વા ભવિતવ્ય પણ થઇ ચુક્યાં તથા કર્મનાં ઉપશમાદિ થયાં છે ત્યારે તો તે આવો ઉપાય કરે છે, માટે જે પુરુ-ષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરે છે તેને તો સર્વ કારણો મળે છે અને અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે, એવો નિશ્ચય કરવો. તથા જે જીવ પુરુષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરતો નથી તેને તો કાળલબ્ધિ અને ભવિતવ્ય પણ નથી, અને કર્મનાં ઉપશમાદિ થયાં નથી તેથી તે ઉપાય પણ કરતો નથી માટે જે પુરુષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરતો નથી તેને તો કોઈ પણ કારણ મળતાં નથી તથા તેથી મોક્ષની પ્રાપ્તિ પણ થતી નથી, એવો

નિશ્ચય કરવો. વળી તું કહે છે કે-'ઉપદેશ તો સર્વ સાંભળે છે, છતાં કોઈ મોક્ષનો ઉપાય કરી શકે છે અને કોઈ નથી કરી શકતા તેનું શું કારણ?' તેનું કારણ આ છે કે-જે ઉપદેશ સાંભળીને પુરુષાર્થ કરે છે તે તો મોક્ષનો ઉપાય કરી શકે છે પણ જે પુરુષાર્થ નથી કરતો તે મોક્ષનો ઉપાય કરી શકતો નથી. ઉપદેશ તો શિક્ષામાત્ર છે પણ ફળ તો જેવો પુરુષાર્થ કરે તેવું આવે.

પ્રશ્ન—દ્રવ્યલિંગીમુનિ મોક્ષના અર્થે ગૃહસ્થપણું છોડી તપશ્ચરણાદિ કરે છે ત્યાં તેણે પુરુષાર્થ તો કર્યો છતાં કાર્ય સિદ્ધ ન થયું, માટે પુરુષાર્થ કરવાથી તો કાંઇ સિદ્ધિ નથી.

ઉત્તર—અન્યથા પુરુષાર્થ કરી ફળ ઇચ્છે પણ તેથી કેવીરીતે ફળસિદ્ધિ થાય! તપશ્ચરણાદિ વ્યવહારસાધનમાં અનુરાગી થઇ પ્રવર્તવાનું ફળ તો શાસ્ત્રમાં શુભબંધ કહ્યું છે અને આ તેનાથી મોક્ષ ઇચ્છે છે તે કેવીરીતે સિદ્ધ થાય! એ તો એક ભ્રમ છે.

પ્રશ્ન—એ ભ્રમનું કારણ પણ કોઇ કર્મ જ છે, પુરુષાર્થ શું કરે?

ઉત્તર—સાચા ઉપદેશથી નિર્ણય કરતાં ભ્રમ દૂર થાય છે, આ તેવો પુરુષાર્થ કરતો નથી કે જેથી ભ્રમ દૂર થાય અને તેથી જ ભ્રમ રહે છે. પણ નિર્ણય કરવાનો પુરુષાર્થ કરે તો ભ્રમનું કારણ જે મોહકર્મ તેનો પણ ઉપશમાદિ થતાં ભ્રમ દૂર થઇ જાય છે; કારણ કે-નિર્ણય કરતાં પરિણામોની વિશુદ્ધતા થવાથી મોહનો સ્થિતિ-અનુભાગ પણ ઘટે છે.

પ્રશ્ન—નિર્ણય કરવામાં ઉપયોગ લગાવતો નથી તેનું કારણ પણ કર્મ છે ને?

ઉત્તર—એકેંદ્રિયાદિકને વિચાર કરવાની શક્તિ નથી તેથી તેમને તો કર્મ જ કારણ છે પણ આને તો જ્ઞાનાવરણાદિના ક્ષયોપશમથી નિર્ણય કરવાની શક્તિ પ્રગટ થઈ છે, જ્યાં ઉપયોગ લગાવે તેનો જ નિર્ણય થઈ શકે છે; પરંતુ આ અન્ય નિર્ણય કરવામાં તો ઉપયોગ લગાવે છે અને અહીં ઉપયોગ લગાવતો નથી એ તો એનો પોતાનો જ દોષ છે, ત્યાં કર્મનું તો કાંઈ પ્રયોજન નથી.

પ્રશ્ન-સમ્યગ્ચારિત્રનો ઘાતક તો મોહ છે, એટલે તેનો અભાવ થયા વિના મોક્ષનો ઉપાય કેવી રીતે બને?

ઉત્તર-તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવતો નથી એ તો આનો જ દોષ છે. પુરુષાર્થપૂર્વક જો તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગને લગાવે તો સ્વયમ જ મોહનો અભાવ થતાં સમ્યક્ત્વાદિરૂપ મોક્ષના ઉપાયનો પુરુષાર્થ બને છે. તેથી મુખ્યપણે તો તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવવાનો પુરુષાર્થ કરવો. અને ઉપદેશ પણ એજ પુરુષાર્થ કરાવવા અર્થે આપીએ છીએ. એ પુરુષાર્થથી મોક્ષના ઉપાયના પુરુષાર્થની સિદ્ધિ આપોઆપ થશે. વળી તત્ત્વનિર્ણય કરવામાં કાંઇ કર્મનો

તો દોષ છે નહિ પણ તારો જ દોષ છે. તું પોતે તો મહંત રહેવા ઇચ્છે છે અને પોતાનો દોષ કર્માદિકમાં લગાવે છે! પણ જિનઆજ્ઞા માને તો આવી અનીતિ સંભવે નહિ. તારે વિષયકષાયરૂપ જ રહેવું છે માટે આવું જૂઠ બોલે છે જો મોક્ષની સાચી અભિલાષા હોય તો તું આવી યુક્તિ શા માટે બનાવે? સંસારના કાર્યોમાં પોતાના પુરુષાર્થથી સિદ્ધિ થતી ન જાણે તોપણ ત્યાં પુરુષાર્થ વડે ઉદ્યમ કર્યા કરે છે, અને અહીં પુરુષાર્થ ગુમાવી બેસે છે તેથી જણાય છે કે – તું મોક્ષને દેખાદેખી ઉત્કૃષ્ટ કહે છે, પણ તેનું સ્વરૂપ ઓળખી તેને હિતરૂપ જાણતો નથી. હિતરૂપ જાણી જેનો ઉદ્યમ બને તે ન કરે, એ અસંભવિત છે.

પ્રશ્ન – તમે કહ્યું તે સત્ય છે, પરંતુ દ્રવ્યકર્મના ઉદયથી ભાવકર્મ થાય છે અને ભાવકર્મથી દ્રવ્યકર્મનો બંધ થાય છે, વળી પાછાં તેના ઉદયથી ભાવકર્મ થાય છે, એજ પ્રમાણે અનાદિકાળથી પરંપરા ચાલે છે ત્યાં મોક્ષનો ઉપાય કેવી રીતે થઇ શકે?

ઉત્તર – કર્મનો બંધ વા ઉદય સદાકાળ સમાન જ થયાં કરે તો તો એમ જ છે, પરંતુ પરિણામોના નિમિત્તથી પૂર્વે બાંધેલાં કર્મોનું પણ ઉત્કર્ષણ અપકર્ષણ અને સંક્રમણાદિ થતાં તેની શક્તિ હીન–અધિક થાય છે, અને કર્મોદયના નિમિત્તથી તેનો ઉદય પણ તીવ્ર–મંદ થાય છે, તેના નિમિત્તથી નવીન બંધ પણ તીવ્ર–મંદ થાય છે; તેથી સંસારીજીવોને કોઈ વેળા જ્ઞાનાદિક ઘણાં પ્રગટ થાય છે ત્યારે કોઈ વેળા થોડાં પ્રગટ થાય છે, કોઇ વેળા રાગાદિ મંદ થાય છે ત્યારે કોઇવેળા તીવ્ર થાય છે, એ પ્રમાણે પલટના થયાં જ કરે છે. ત્યાં કદાચિત્ સંજ્ઞીપંચેંદ્રિય પર્યાપ્તપર્યાય પામ્યો ત્યારે મનવડે વિચાર કરવાની તેને શક્તિ પ્રગટ થઇ. વળી તેને કોઇવેળા તીવ્ર રાગાદિક થાય છે તથા કોઈ વેળા મંદ થાય છે, હવે ત્યાં રાગાદિકનો તીવ્ર ઉદય થતાં તો વિષયકષાયાદિ કાર્યોમાં જ પ્રવૃત્તિ થાય છે પણ રાગાદિનો મંદ ઉદય થતાં બહારથી ઉપદેશાદિનું નિમિત્ત બને અને પોતે જો પુરુષાર્થપૂર્વક તે ઉપદેશાદિકમાં ઉપયોગને જોડે તો ધર્મકાર્યોમાં પ્રવૃત્તિ થાય. તથા નિમિત્ત બને પણ પોતે પુરુષાર્થ ન કરે અને કોઈ અન્ય કાર્યોમાં પ્રવર્તે પરંતુ મંદરાગાદિસહિત પ્રવર્તે એવા અવસરમાં ઉપદેશ કાર્યકારી છે. વિચારશક્તિરહિત એકેંદ્રિયાદિકને તો ઉપદેશ સમજવાનું જ્ઞાન જ નથી તથા તીવ્રરાગાદિસહિત જીવોનો ઉપયોગ ઉપદેશમાં જોડાતો નથી, પણ જે જીવ વિચારશક્તિસહિત હોય તથા જેમને રાગાદિક મંદ હોય તેમને ઉપદેશના નિમિત્તથી ધર્મની પ્રાપ્તિ થઈ જાય તો તેનું ભલું થાય, અને એજ અવસરમાં પુરુષાર્થ કાર્યકારી છે; કારણ કે – એકેંદ્રિયાદિક તો ધર્મકાર્ય કરવાને સમર્થ જ નથી એટલે તેઓ કેવી રીતે પુરુષાર્થ કરે? તથા તીવ્રકષાયિ પુરુષાર્થ કરે તો તે પાપકાર્યનો જ કરે પણ ધર્મકાર્યનો પુરુષાર્થ થઈ શકે નહિ, માટે

જે વિચારશક્તિ સહિત હોય તથા જેને રાગાદિક મંદ હોય તે જીવ પુરુષાર્થ વડે ઉપદેશાદિકના નિમિત્તથી તત્ત્વનિર્ણયાદિકમાં ઉપયોગ લગાવે તો તેનો ઉપયોગ ત્યાં લાગે, ત્યારે તેનું ભલું થાય. જો આ અવસરમાં પણ તત્ત્વનિર્ણય કરવાનો પુરુષાર્થ ન કરે, પ્રમાદથી કાળ ગુમાવે, અગર કાં તો મંદરાગાદિસહિત વિષયકષાયોનાં કાર્યોમાં જ પ્રવર્તે વા કાંતો વ્યવહારધર્મકાર્યોમાં પ્રવર્તે તો અવસર તો ચાલ્યો જાય અને સંસાર પરિભ્રમણ જ રહે.

બીજું આ અવસરમાં જીવ જો પુરુષાર્થવડે તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવવાનો અભ્યાસ રાખે તો તેને વિશુદ્ધતા વધે છે અને તેથી કર્મોની શક્તિ હીન થાય છે, તથા કેટલાક કાળમાં આપોઆપ દર્શનમોહનો ઉપશમ થતાં તેને તત્ત્વોમાં યથાવત્ પ્રતીતિ આવે છે. હવે આનું કર્તવ્ય તો તત્ત્વનિર્ણયનો અભ્યાસ જ છે અને તેનાથી જ દર્શનમોહનો ઉપશમ તો સ્વયમ જ થાય છે, એમાં જીવનું[1] કર્તવ્ય કાંઇ નથી. વળી એ (દર્શનમોહનો ઉપશમ) થતાં જીવને સમ્યગ્દર્શન તો સ્વયં થાય છે, અને સમ્યગ્દર્શન થતાં શ્રદ્ધાન તો આવું થયું કે–'હું આત્મા છું, મારે રાગાદિક ન કરવા' પરંતુ ચારિત્રમોહના ઉદયથી રાગાદિક થાય છે, ત્યાં તીવ્ર ઉદય થાય ત્યારે તો તે વિષયાદિકમાં પ્રવર્તે છે પણ તેનો મંદ ઉદય થાય ત્યારે પોતાના પુરુષાર્થથી ધર્મકાર્યોમાં વા વૈરાગ્યાદિ ભાવનામાં ઉપયોગને લગાવે છે, તેના નિમિત્તથી ચારિત્રમોહ મંદ થતો જાય છે. એ પ્રમાણે થતાં દેશચારિત્ર વા સકલચારિત્ર અંગીકાર કરવાનો પુરુષાર્થ પ્રગટ થાય છે. વળી ચારિત્ર ધારણ કરી પોતાના પુરુષાર્થવડે ધર્મમાં પરિણતિને વધારે છે, ત્યાં વિશુદ્ધતાવડે કર્મની શક્તિ હીન થવાથી વિશુદ્ધતા વધે છે અને તેથી કર્મની શક્તિ વધારે હીન થાય છે. એ પ્રમાણે ક્રમથી મોહનો નાશ કરે છે, ત્યાં પરિણામ સર્વથા વિશુદ્ધ થવાથી જ્ઞાનાવરણાદિનો નાશ થઈ કેવળજ્ઞાન પ્રગટ થાય છે. ત્યાર પછી ઉપાય વિના અઘાતિકર્મોનો પણ નાશ કરી શુદ્ધ સિદ્ધપદને પામે છે. એ પ્રમાણે ઉપદેશનું તો નિમિત્ત બને અને પોતાનો પુરુષાર્થ કરે તો કર્મનો નાશ થાય.

વળી જ્યારે કર્મનો તીવ્રઉદય હોય ત્યારે તો પુરુષાર્થ થઇ શકતો નથી, ત્યાં તો ઉપરના ગુણસ્થાનેથી પણ પડી જાય છે, એટલે ત્યાં તો જેવું હોનહાર હોય તેવું જ હોય છે, પરંતુ જ્યાં મંદ ઉદય હોય અને પુરુષાર્થ બની શકે ત્યાં તો પ્રમાદી ન થવું પણ સાવધાન થઈ પોતાનું કાર્ય કરવું. જેમ કોઈ પુરુષ નદીના પ્રવાહમાં પડયો વહ્યો જતો હોય ત્યાં પાણીનું જોર હોય ત્યારે તો તેનો પુરુષાર્થ કાંઇ ચાલે નહિ, ઉપદેશ પણ ત્યાં કાર્યકારી થતો નથી, પણ પાણીનું જોર થોડું હોય ત્યારે જો પુરુષાર્થ કરી નીકળવા ઇચ્છે તો તે નીકળી શકે

૧ લાહોરવાળી પ્રતમાં 'કર્મનું' એવો પણ પાઠ છે. અનું૦

છે, અને તેને જ નીકળવાની શિક્ષા આપીએ છીએ. છતાં જો તે ન નીકળે તો પ્રવાહે પ્રવાહે વહે, અને પાછળથી પાણીનું જોર થતાં વહ્યો વહ્યો ચાલ્યો જાય, એજ પ્રમાણે આ જીવ સંસારમાં ભ્રમણ કરે છે. ત્યાં કર્મોનો તીવ્ર ઉદય હોય ત્યારે તો તેનો કાંઈ પુરુષાર્થ નથી અને તેને ઉપદેશ પણ કાંઈ કાર્યકારી નથી પણ કર્મનો મંદ ઉદય હોય ત્યારે જો પુરુષાર્થ કરી મોક્ષમાર્ગમાં પ્રવર્તે તો તે મોક્ષ પામે, અને તેને જ મોક્ષમાર્ગનો ઉપદેશ આપીએ છીએ તથા તે મોક્ષમાર્ગમાં ન પ્રવર્તે તો કિંચિત્ વિશુદ્ધતા પામી પાછળથી તીવ્ર ઉદય આવતાં નિગોદાદિ પર્યાયોમાં ચાલ્યો જાય, માટે આ અવસર ચુકવો યોગ્ય નથી, હવે સર્વ પ્રકારથી અવસર આવ્યો છે, આવો અવસર પામવો કઠણ છે તેથી શ્રીગુરુ દયાળુ થઈ મોક્ષમાર્ગને ઉપદેશે છે તેમાં ભવ્યજીવોએ પ્રવૃત્તિ કરવી. હવે મોક્ષમાર્ગનું સ્વરૂપ કહીએ છીએ –

## મોક્ષમાર્ગનું સ્વરૂપ

જેના નિમિત્તથી આત્મા અશુદ્ધદશા ધારણ કરી દુઃખી થયો છે એવાં જે મોહાદિકર્મ તેનો સર્વથા નાશ થતાં કેવળ આત્માની જે સર્વ પ્રકારથી **શુદ્ધ** અવસ્થા થવી તે મોક્ષ છે, તથા તેનો જે ઉપાય અર્થાત્ કારણ, તે મોક્ષમાર્ગ જાણવો.

હવે કારણ તો અનેકપ્રકારનાં હોય છે. કોઈ કારણ તો એવાં હોય છે કે – જેના હોવા વિના તો કાર્ય ન થાય અને જેના હોવાથી કાર્ય થાય વા ન પણ થાય; જેમ – મુનિલિંગ ધાર્યા વિના તો મોક્ષ ન થાય પરંતુ મુનિલિંગ ધારતાં મોક્ષ થાય વા ન પણ થાય. કોઈ કારણ એવાં છે કે – મુખ્યપણે તો જેના હોવાથી કાર્ય થાય તથા કોઈને તે હોવા વિના પણ કાર્ય સિદ્ધ થાય છે; જેમ કે–મુખ્યપણે તો અનશનાદિ બાહ્યતપનું સાધન કરતાં મોક્ષ થાય છે પરંતુ ભરતાદિકને બાહ્યતપ કર્યા વિના જ મોક્ષની પ્રાપ્તિ થઈ. તથા કોઈ કારણ એવાં છે કે – જેના હોવાથી કાર્ય સિદ્ધ અવશ્ય થાય જ તથા જેના ન હોવાથી કાર્ય સિદ્ધ સર્વથા ન થાય; જેમ – સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રની એકતા થતાં તો અવશ્ય મોક્ષ થાય અને એમ થયા વિના સર્વથા મોક્ષ ન થાય.

એ પ્રમાણે એ કારણો કહ્યાં તેમાં મુખ્યપણે નિયમથી મોક્ષનો સાધક જે સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રનો ઐક્યભાવ તેજ મોક્ષમાર્ગ જાણવો. અને એ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, તથા સમ્યક્ચારિત્રમાંથી એક પણ ન હોય તો ત્યાં મોક્ષમાર્ગ થાય જ નહિ; શ્રીતત્ત્વાર્થસૂત્રમાં પણ એજ કહ્યું છે, યથા – '**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**' આ સૂત્રની ટીકામાં કહ્યું છે કે – અહીં '**मोक्षमार्गः**' એવું જે એકવચન કહ્યું છે તેનો અર્થ આ છે કે એ ત્રણે મળીને એક મોક્ષમાર્ગ છે પણ જુદા જુદા ત્રણ માર્ગ નથી.

પ્રશ્ન – અસંયતસમ્યગ્દૃષ્ટિને તો ચારિત્ર નથી, તો તેને મોક્ષમાર્ગ થયો છે કે નથી થયો?

ઉત્તર – મોક્ષમાર્ગ તેને થશે એ તો નિયમ થયો, અને તેથી ઉપચારથી તેને મોક્ષમાર્ગ થયો પણ કહીએ છીએ. પરમાર્થથી સમ્યગ્ચારિત્ર થતાં જ મોક્ષમાર્ગ થાય છે. જેમ કોઈ પુરુષને કોઇ નગરમાં જવાનો નિશ્ચય થયો તેથી તેને વ્યવહારથી એમ પણ કહીએ છીએ કે – 'આ અમુક નગર જાય છે' પણ પરમાર્થથી માર્ગમાં ગમન કરતાં જ ચાલવું થશે; તેમ અસંયતસમ્યગ્દૃષ્ટિને વીત-રાગભાવરૂપ મોક્ષમાર્ગનું શ્રદ્ધાન થયું છે તેથી તેને ઉપચારથી મોક્ષમાર્ગી કહીએ છીએ, પણ પરમાર્થથી વીતરાગભાવરૂપ પરિણમતાં જ મોક્ષમાર્ગ થશે. શ્રીપ્રવચનસારમાં પણ એ ત્રણેની એકાગ્રતા થતાં જ મોક્ષમાર્ગ કહ્યો છે, માટે એમ જાણવું કે – તત્ત્વશ્રદ્ધાનવિના તો રાગાદિ ઘટાડવા છતાં પણ મોક્ષમાર્ગ નથી તથા રાગાદિ ઘટાડયા વિના તત્ત્વશ્રદ્ધાન-જ્ઞાનથી પણ મોક્ષમાર્ગ નથી પણ એ ત્રણે મળતાં જ સાક્ષાત્ મોક્ષમાર્ગ થાય છે.

હવે તેનાં નિર્દેશ તથા લક્ષણ, નિર્દેશ તથા પરીક્ષાદ્વારા નિરૂપણ કરીએ છીએ. ત્યાં 'સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર મોક્ષમાર્ગ છે' એવું નામમાત્ર કથન કરવું તે તો 'નિર્દેશ' જાણવો તથા જે અતિવ્યાપ્તિ અવ્યાપ્તિ અને અસંભવ-પણાવડે રહિત હોય કે જેથી તેને ઓળખવામાં આવે તે 'લક્ષણ' જાણવું, તેનો જે નિર્દેશ અર્થાત્ નિરૂપણ તે 'લક્ષણનિર્દેશ' જાણવો. ત્યાં જેને ઓળખ-વાનું હોય તેનું નામ લક્ષ્ય છે અને તે સિવાય અન્યનું નામ અલક્ષ્ય છે,

હવે જે લક્ષ્ય વા અલક્ષ્ય બંનેમાં હોય એવું લક્ષણ જ્યાં કહેવામાં આવે ત્યાં અતિવ્યાપ્તિપણું જાણવું; જેમ આત્માનું લક્ષણ 'અમૂર્તત્વ' કહ્યું ત્યાં અમૂર્તત્વ લક્ષણ લક્ષ્ય જે આત્મા તેમાં પણ હોય છે તથા અલક્ષ્ય જે આકા-શાદિક તેમાં પણ હોય છે, માટે એ લક્ષણ અતિવ્યાપ્તિદોષ સહિત લક્ષણ છે. કારણ કે એ વડે આત્માને ઓળખતાં આકાશાદિક પણ આત્મા થઇ જાય, એ દોષ આવે. તથા:–

જે કોઇ લક્ષ્યમાં તો હોય તથા કોઇમાં ન હોય, એ પ્રમાણે લક્ષ્યના એકદેશમાં હોય એવું લક્ષણ જ્યાં કહેવામાં આવે ત્યાં અવ્યાપ્તિપણું જાણવું; જેમ આત્માનું લક્ષણ કેવળજ્ઞાન કહીએ ત્યાં કેવળજ્ઞાન તો કોઇ આત્મામાં હોય છે ત્યારે કોઈમાં નથી હોતું માટે એ લક્ષણ અવ્યાપ્તિદોષસહિત લક્ષણ છે, કારણ કે એ વડે આત્મા ઓળખતાં અલ્પજ્ઞાનીજીવ આત્મા ન ઠરે. એ દોષ આવે. તથા–

જે લક્ષણ લક્ષમાં હોય જ નહિ એવું લક્ષણ જ્યાં કહેવામાં આવે ત્યાં

વપણું જાણવું; જેમ આત્માનું લક્ષણ જડપણું કહીએ ત્યાં એ લક્ષણ
ાદિ પ્રમાણવડે પણ વિરૂદ્ધ છે માટે એ અસંભવદોષસહિત લક્ષણ છે,
કે એ વડે આત્માને માનતાં પુદ્ગલાદિ પણ આત્મા થઇ જાય અને
ા છે તે અનાત્મા થઇ જાય એ દોષ આવે.

એ પ્રમાણે જે અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવિત લક્ષણ હોય તે
ભાસ છે, પરંતુ જે લક્ષણ લક્ષ્યમાં તો સર્વત્ર હોય અને અલક્ષ્યમાં કોઇ પણ
ન હોય તે જ સાચું લક્ષણ છે; જેમ કે – આત્માનું લક્ષણ ચૈતન્ય. હવે
ક્ષણ બધાય આત્મામાં હોય છે અને અનાત્મામાં કોઇ પણ ઠેકાણે હોતું
માટે એ સાચું લક્ષણ છે. એ વડે આત્મા માનતાં આત્મા અને અના-
યથાર્થજ્ઞાન થાય છે, કોઈ દોષ આવતો નથી. એ પ્રમાણે લક્ષણનું સ્વરૂપ
ઉદાહરણમાત્ર કહ્યું. હવે સમ્યગ્દર્શનાદિકનું સાચું લક્ષણ કહીએ છીએ –

## સમ્યગ્દર્શનાદિકનું સાચું લક્ષણ

વિપરીતાભિનિવેશરહિત જીવાદિતત્ત્વાર્થશ્રદ્ધાન સમ્યગ્દર્શનનું લક્ષણ છે.
અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વાર્થ છે,
જે શ્રદ્ધાન અર્થાત્ 'આમ જ છે અન્યથા નથી' એવો પ્રતીતિભાવ તે
ર્થશ્રદ્ધાન છે તથા વિપરીતાભિનિવેશ જે અન્યથા અભિપ્રાય તેથી જે રહિત છે
મ્યગ્દર્શન છે. અહીં વિપરીતાભિનિવેશના નિરાકરણ અર્થે '**सम्यक्**' પદ
છે, કારણ 'સમ્યક્' એવો શબ્દ પ્રશંસાવાચક છે તેથી શ્રદ્ધાનમાં વિપરીતા-
વેશનો અભાવ થતાં જ પ્રશંસા સંભવે છે, એમ જાણવું.

પ્રશ્ન – અહીં 'તત્ત્વ અને અર્થ' એ બે પદ કહ્યાં તેનું શું પ્રયોજન?

ઉત્તર – 'તત્' શબ્દ છે તે 'યત્' શબ્દની અપેક્ષાસહિત છે તેથી જેનું
હોય તેને 'તત્' કહીએ છીએ અને જેનો જે ભાવ અર્થાત્ સ્વરૂપ છે
તત્ત્વ જાણવું; કારણ કે –'**तस्यभावस्तत्त्वं**' એવો તત્ત્વ શબ્દનો સમાસ
છે, તથા જાણવામાં આવતા એવા જે દ્રવ્ય વા ગુણ–પર્યાય છે તેનું
અર્થ છે. વળી '**तत्त्वेन अर्थस्तत्त्वार्थः**' તત્ત્વ કહેતાં પોતાનું સ્વરૂપ, એ
સહિત પદાર્થનું શ્રદ્ધાન, તે સમ્યગ્દર્શન છે. અહીં જો 'તત્ત્વશ્રદ્ધાન' જ
ા તો જેનો આ ભાવ (તત્ત્વ) છે તેના શ્રદ્ધાન વિના કેવળ ભાવનું જ
ન કાર્યકારી નથી, તથા જો 'અર્થશ્રદ્ધાન' જ કહીએ તો ભાવના શ્રદ્ધાન
કેવળ પદાર્થશ્રદ્ધાન પણ કાર્યકારી નથી. જેમ કોઇને જ્ઞાનદર્શનાદિક વા
દિકનું તો શ્રદ્ધાન હોય કે 'આ જાણપણું છે, આ શ્વેતવર્ણ છે, ઇત્યાદિ પ્રતીતિ તો
પરંતુ જ્ઞાન-દર્શન આત્માનો સ્વભાવ છે અને હું આત્મા છું તથા વર્ણાદિક પુદ્-
ા સ્વભાવ છે અને પુદ્ગલ મારાથી ભિન્ન જુદો પદાર્થ છે એ પ્રમાણે

પદાર્થનું શ્રદ્ધાન ન હોય તો માત્ર ભાવનું શ્રદ્ધાન પણ કાંઇ કાર્યકારી નથી. વળી 'હું આત્મા છું' એવું શ્રદ્ધાન કર્યું પણ આત્માનું સ્વરૂપ જેવું છે તેવું શ્રદ્ધાન ન કર્યું તો ભાવના શ્રદ્ધાન વિના પદાર્થનું શ્રદ્ધાન પણ કાર્યકારી નથી. માટે તત્ત્વના અર્થનું શ્રદ્ધાન હોય તે જ કાર્યકારી છે. અથવા જીવાદિકને તત્ત્વસંજ્ઞા પણ છે તથા અર્થસંજ્ઞા પણ છે તેથી '**तत्त्वमेवार्थस्तत्त्वार्थः**' જે તત્ત્વ છે તે જ અર્થ છે, તેનું શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન છે. એ અર્થ વડે કોઈ ઠેકાણે તત્ત્વશ્રદ્ધાનને સમ્યગ્દર્શન કહીએ વા કોઇ ઠેકાણે પદાર્થશ્રદ્ધાનને પણ સમ્યગ્દર્શન કહીએ ત્યાં વિરોધ ન જાણવો. એ પ્રમાણે 'તત્ત્વ' અને 'અર્થ' એ બે પદ કહેવાનું પ્રયોજન છે.

પ્રશ્ન – તત્ત્વાર્થ તો અનંત છે અને તે બધાં સામાન્ય અપેક્ષાએ જીવ અજીવમાં ગર્ભિત થાય છે માટે બે જ કહેવાં હતાં વા અનંત કહેવાં હતાં, આશ્રવાદિ તો જીવ-અજીવનાં જ વિશેષો છે, તો તેમને જુદાં જુદાં કહેવાનું શું પ્રયોજન?

ઉત્તર—જો અહીં પદાર્થશ્રદ્ધાન કરવાનું જ પ્રયોજન હોત તો સામાન્યપણે વા વિશેષપણે જેમ સર્વ પદાર્થોનું જાણવું થાય તેમ જ કથન કરત, પણ એ પ્રયોજન તો અહીં છે નહિ, અહીં તો મોક્ષનું પ્રયોજન છે તેથી જે સામાન્ય વા વિશેષ ભાવોનું શ્રદ્ધાન કરતાં મોક્ષ થાય તથા જેના શ્રદ્ધાન કર્યા વિના મોક્ષ ન થાય તેનું જ નિરૂપણ અહીં કર્યું. જીવઅજીવ એ બે તો ઘણાં દ્રવ્યોની એકજાતિ અપેક્ષાએ સામાન્યરૂપ તત્ત્વ કહ્યાં, એ બંને જાતિ જાણતાં આત્માને સ્વપરનું શ્રદ્ધાન થાય ત્યારે પોતે પોતાને પરથી ભિન્ન જાણી પોતાના હિતને અર્થે મોક્ષનો ઉપાય કરે તથા પોતાથી ભિન્ન પરને જાણે ત્યારે પરદ્રવ્યથી ઉદાસીન થઇ રાગાદિક છોડી મોક્ષમાર્ગમાં પ્રવર્તે, તેથી એ બંને જાતિનું શ્રદ્ધાન થતાં જ મોક્ષ થાય; પણ એ બંને જાતિ જાણ્યા વિના સ્વપરનું શ્રદ્ધાન ન થવાથી પર્યાયબુદ્ધિથી તે સંસારીક પ્રયોજનનો જ ઉપાય કરે, અને પરદ્રવ્યોમાં રાગદ્વેષરૂપ થઈ પ્રવર્તતાં તે મોક્ષમાર્ગમાં કેવીરીતે પ્રવર્તે? માટે એ બંને જાતિનું શ્રદ્ધાન ન થતાં મોક્ષ પણ ન થાય. એ પ્રમાણે એ બે સામાન્ય તત્ત્વો તો અવશ્ય શ્રદ્ધાન કરવા યોગ્ય કહ્યાં. બીજું આશ્રવાદિ પાંચ તત્ત્વો કહ્યાં તે જીવપુદ્ગલના જ પર્યાય છે તેથી એ વિશેષરૂપ તત્ત્વો છે. એ પાંચ પર્યાયોને જાણતાં મોક્ષનો ઉપાય કરવાનું શ્રદ્ધાન થાય. તેમાં મોક્ષને ઓળખે તો તેને હિતરૂપ માની તેનો ઉપાય કરે, તેથી મોક્ષનું શ્રદ્ધાન કરવું. મોક્ષનો ઉપાય સંવરનિર્જરા છે તેને ઓળખે તો જેમ સંવરનિર્જરા થાય તેમ પ્રવર્તે માટે સંવરનિર્જરાનું શ્રદ્ધાન કરવું. વળી સંવરનિર્જરા તો અભાવલક્ષણસહિત છે તેથી જેનો અભાવ કરવાની જરૂર છે તેને પણ ઓળખવો જોઇએ. જેમકે–ક્રોધનો અભાવ થતાં ક્ષમા થાય, હવે ક્રોધને ઓળખે તો તેનો અભાવ કરી ક્ષમારૂપ પ્રવર્તે. એજ પ્રમાણે આશ્રવનો અભાવ થતાં સંવર થાય તથા

બંધનો એકદેશ અભાવ થતાં નિર્જરા થાય, હવે આશ્રવબંધને ઓળખે તો તેનો નાશ કરી સંવરનિર્જરારૂપ પ્રવર્તે, માટે આશ્રવબંધનું પણ શ્રદ્ધાન કરવું. એ પ્રમાણે એ પાંચ પર્યાયોનું શ્રદ્ધાન થતાંજ મોક્ષમાર્ગ થાય. એને ઓળખે તો તે મોક્ષને ઓળખે પણ જો તેને ન ઓળખે તો-મોક્ષની ઓળખાણવિના તેનો ઉપાય કેવી રીતે કરે? સંવરનિર્જરાની ઓળખાણવિના તેમાં કેવીરીતે પ્રવર્તે? તથા આશ્રવબંધની ઓળખાણ વિના તેનો નાશ કેવીરીતે કરે? એ પ્રમાણે એ પાંચ પર્યાયોનું શ્રદ્ધાન ન થવાથી મોક્ષ પણ ન થાય. એવી રીતે જોકે તત્ત્વાર્થ અનંત છે અને તેનું સામાન્યવિશેષવડે અનેકપ્રકારથી પ્રરૂપણ થાય છે પરંતુ અહીં એક મોક્ષનું પ્રયોજન છે માટે જાતિ અપેક્ષાએ બે તો સામાન્યતત્ત્વ તથા પર્યાયરૂપ પાંચ વિશેષતત્ત્વ મળી સાત તત્ત્વ જ કહ્યાં. કારણ કે-એના યથાર્થશ્રદ્ધાનને આધિન મોક્ષમાર્ગ છે પણ એ વિના અન્ય પદાર્થોનું શ્રદ્ધાન હો વા ન હો અથવા અન્યથા હો પરંતુ કોઇને આધિન મોક્ષમાર્ગ નથી, એમ જાણવું. વળી કોઈ ઠેકાણે પુણ્યપાપ સહિત નવપદાર્થ પણ કહ્યા છે, એ પુણ્યપાપ પણ આશ્રવાદિકના જ ભેદો છે માટે એ સાતતત્ત્વોમાં જ ગર્ભિત થયા. અથવા પુણ્ય પાપનું શ્રદ્ધાન થતાં પુણ્યને મોક્ષમાર્ગ ન માને વા સ્વછંદી બની પાપરૂપ ન પ્રવર્તે તેથી મોક્ષમાર્ગમાં એનું શ્રદ્ધાન પણ ઉપકારી જાણી એ બે તત્ત્વો વિશેષ મેળવી નવપદાર્થ કહ્યા વા શ્રીસમયસારાદિમાં એને નવતત્ત્વ પણ કહ્યાં છે.

પ્રશ્ન—એનું શ્રદ્ધાન સમ્યગ્દર્શન કહ્યું પણ દર્શન તો સામાન્ય અવલોકન માત્ર છે તથા શ્રદ્ધાન પ્રતીતિમાત્ર છે તો એને એકાર્થપણું કેવીરીતે સંભવે?

ઉત્તર—પ્રકરણના વશથી ધાતુનો અર્થ બીજો પણ થાય છે. અહીં મોક્ષમાર્ગનું પ્રકરણ છે તેથી તેમાં દર્શનશબ્દનો અર્થ સામાન્ય અવલોકનમાત્ર ગ્રહણ કરવો નહિ; કારણ કે-ચક્ષુઅચક્ષુવડે સામાન્ય અવલોકન તો સમ્યદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિને સમાન હોય છે, તેથી એ વડે કાંઇ મોક્ષમાર્ગની પ્રવૃત્તિ થતી નથી. તથા શ્રદ્ધાન હોય છે તે સમ્યદૃષ્ટિને જ હોય છે અને એ વડે મોક્ષમાર્ગની પ્રવૃત્તિ થાય છે. માટે દર્શનશબ્દનો અર્થ અહીં શ્રદ્ધાન માત્ર જ ગ્રહણ કરવો.

પ્રશ્ન—અહીં વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાન કરવું કહ્યું તેનું શું પ્રયોજન?

ઉત્તર—અભિનિવેશનામ અભિપ્રાયનું છે. જેવો તત્ત્વાર્થશ્રદ્ધાનનો અભિપ્રાય છે તેવો નહિ હોતાં અન્યથા અભિપ્રાય હોય તેનું નામ વિપરીતાભિનિવેશ છે. તત્ત્વાર્થશ્રદ્ધાન કરવાનો અભિપ્રાય કેવળ તેનો નિશ્ચય કરવો એટલો જ માત્ર નથી પરંતુ ત્યાં તો એવો અભિપ્રાય છે કે-જીવઅજીવને ઓળખી પોતાને વા પરને જેમ છે તેમ માનવા, આશ્રવને ઓળખી તેને હેય માનવો, બંધને ઓળખી તેને અહિતરૂપ માનવો, સંવરને ઓળખી તેને ઉપાદેયરૂપ માનવો, નિર્જરાને ઓળખી તેને હિતનું કારણ માનવું તથા મોક્ષને ઓળખી

તેને પોતાનું પરમહિત માનવું. એ પ્રમાણે તત્ત્વાર્થશ્રદ્ધાનનો અભિપ્રાય છે. તેનાથી ઉલટા અભિપ્રાયનું નામ વિપરીતાભિનિવેશ છે. સત્ય તત્ત્વાર્થશ્રદ્ધાન થતાં તેનો અભાવ થાય છે માટે તત્ત્વાર્થશ્રદ્ધાન વિપરીતાભિનિવેશરહિત છે, એમ અહીં કહ્યું છે.

અથવા કોઈને અભ્યાસમાત્ર તત્ત્વાર્થશ્રદ્ધાન હોય છે પરંતુ અભિપ્રાયમાંથી વિપરીતપણું છૂટતું નથી. કોઈ પ્રકારથી પૂર્વોક્ત અભિપ્રાયથી અન્યથા અભિપ્રાય અંતરંગમાં હોય તો તેને સમ્યગ્દર્શન થાય નહિ, જેમ કે–દ્રવ્યલિંગીમુનિ જિનવચનથી તત્ત્વોની પ્રતીતિ તો કરે છે પરંતુ શરીરાશ્રિત ક્રિયાઓમાં અહંકાર વા પુણ્યાશ્રવમાં ઉપાદેયપણું આદિ વિપરીત અભિપ્રાયથી તે મિથ્યાદૃષ્ટિ જ રહે છે. માટે જે તત્ત્વાર્થશ્રદ્ધાન વિપરીતાભિનિવેશરહિત છે તેજ સમ્યગ્દર્શન છે. એ પ્રમાણે વિપરીતાભિનિવેશરહિત જીવાદિતત્ત્વોનું શ્રદ્ધાનપણું એજ સમ્યગ્દર્શનનું લક્ષણ છે તથા સમ્યગ્દર્શન લક્ષ્ય છે. તત્ત્વાર્થસૂત્રમાં પણ એજ કહ્યું છે યથાઃ—'**तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्**' અર્થાત્ તત્ત્વાર્થોનું શ્રદ્ધાન એજ સમ્યગ્દર્શન છે. સર્વાર્થસિદ્ધિ નામની તત્ત્વાર્થસૂત્રની ટીકામાં તત્ત્વાદિકપદોનો અર્થ પ્રગટ લખ્યો છે વા 'સાત જ તત્ત્વ કેમ કહ્યાં?' તેનું પ્રયોજન લખ્યું છે તે અનુસાર અહીં કંઈક કથન કર્યું છે, એમ જાણવું. વળી પુરુષાર્થસિદ્ધ્યુપાયમાં પણ એમ જ કહ્યું છે, યથા—

**जीवाजीवादीनां तत्त्वार्थानां सदैव कर्तव्यम्**
**श्रद्धानं विपरीताऽभिनिवेशविविक्तमात्मरूपं तत्**

અર્થ – વિપરીતાભિનિવેશથી રહિત જીવ–અજીવાદિ તત્ત્વાર્થોનું શ્રદ્ધાન સદાકાળ કરવા યોગ્ય છે. એ શ્રદ્ધાન આત્માનું જ સ્વરૂપ છે, કારણ કે – દર્શનમોહરૂપ ઉપાધિ દૂર થતાં પ્રગટ થાય છે માટે એ આત્માનો સ્વભાવ છે. ચતુર્થાદિ ગુણસ્થાનમાં પ્રગટ હોય છે અને પછી સિદ્ધઅવસ્થામાં પણ સદાકાળ તેનો સદ્ભાવ રહે છે, એમ જાણવું.

## તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણમાં અવ્યાપ્તિ–અતિવ્યાપ્તિ-અસંભવ દોષનો પરિહાર

પ્રશ્ન – તિર્યંચાદિ તુચ્છજ્ઞાની કેટલાક જીવો સાત તત્ત્વોનાં નામ પણ જાણી શકતા નથી છતાં તેમને પણ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ શાસ્ત્રમાં કહી છે માટે તત્ત્વાર્થશ્રદ્ધાનપણું સમ્યક્ત્વનું લક્ષણ તમે કહ્યું તેમાં અવ્યાપ્તિદૂષણ લાગે છે.

ઉત્તર–જીવઅજીવાદિનાં નામાદિક જાણો, ન જાણો વા અન્યથા જાણો પરંતુ તેનું સ્વરૂપ યથાર્થ ઓળખી શ્રદ્ધાન કરતાં સમ્યક્ત્વ થાય છે. ત્યાં કોઈ તો સામાન્યપણે સ્વરૂપ ઓળખી શ્રદ્ધાન કરે છે તથા કોઈ વિશેષ-

પણે સ્વરૂપ ઓળખી શ્રદ્ધાન કરે છે. તિર્યંચાદિ તુચ્છજ્ઞાની સમ્યગ્દૃષ્ટિઓ જીવાદિકનાં નામ પણ જાણતાં નથી તોપણ તેઓ સામાન્યપણે તેનું સ્વરૂપ ઓળખી શ્રદ્ધાન કરે છે તેથી તેમને સમ્યક્ત્વની પ્રાપ્તિ હોય છે. જેમ કોઇ તિર્યંચ પોતાનું વા બીજાઓનું નામાદિક તો ન જાણે પરંતુ પોતાનામાં જ પોતાપણું તથા અન્યને પર માને છે તેમ તુચ્છજ્ઞાની, જીવઅજીવનાં નામ ન જાણે તોપણ તે જ્ઞાનાદિસ્વરૂપ આત્મા છે તેમાં સ્વપણું માને છે તથા શરીરાદિકને પર માને છે, એવું શ્રદ્ધાન તેને હોય છે અને એજ જીવઅજીવનું શ્રદ્ધાન છે. વળી જેમ તેજ તિર્યંચ, સુખાદિનાં નામાદિ તો ન જાણે તોપણ સુખઅવસ્થાને ઓળખી તેના અર્થે ભાવિદુઃખનાં કારણોને પિછાણી તેનો ત્યાગ કરવા ઇચ્છે છે તથા (વર્તમાનમાં) જે દુઃખનાં કારણો બની રહ્યાં છે તેના અભાવનો ઉપાય કરે છે, તેમ તુચ્છજ્ઞાની, મોક્ષાદિનાં નામ જાણતો નથી તોપણ સર્વથા સુખરૂપ મોક્ષઅવસ્થાને શ્રદ્ધાન કરી તેના અર્થે ભાવિબંધના કારણરૂપ રાગાદિઆશ્રવ-ભાવ છે તેના ત્યાગરૂપ સંવરને કરવા ઇચ્છે છે તથા જે સંસારદુઃખનાં કારણ છે તેની શુદ્ધભાવવડે નિર્જરા કરવા ઇચ્છે છે. એ રીતે આશ્રવાદિકનું તેને શ્રદ્ધાન છે. એ પ્રકારે તેને પણ સાતતત્વોનું શ્રદ્ધાન હોય છે. જો તેને એવું શ્રદ્ધાન ન હોય તો રાગાદિક છોડી શુદ્ધભાવ કરવાની ઇચ્છા ન થાય. એજ અહીં કહીએ છીએ--

જો જીવની જાતિ ન જાણે-સ્વપરને ન ઓળખે તો તે પરમાં રાગાદિક કેમ ન કરે? જો રાગાદિકને ન ઓળખે તો તેનો ત્યાગ કરવો તે કેમ ઇચ્છે? અને રાગાદિક જ આશ્રવ છે. વળી રાગાદિકનું ફળ બૂરું છે એમ ન જાણે તો તે રાગાદિક છોડવા શા માટે ઇચ્છે? અને રાગાદિકનું ફળ તેજ બંધ છે. રાગાદિરહિત પરિણામોને ઓળખે તો તે રૂપ થવા ઇચ્છે, અને રાગાદિરહિત પરિણામનું નામ જ સંવર છે. વળી પૂર્વસંસારઅવસ્થાનું કારણ કર્મ છે તેની હાનિને તે ઓળખે છે તથા તેના અર્થે તપશ્ચરણાદિ વડે શુદ્ધભાવ કરવા ઇચ્છે છે, હવે પૂર્વસંસારઅવસ્થાનું કારણ કર્મ છે, તેની હાનિ થવી તેજ નિર્જરા છે, જો સંસારઅવસ્થાના અભાવને ન ઓળખે તો તે સંવરનિર્જરારૂપ શા માટે પ્રવર્તે! અને સંસાર અવસ્થાનો અભાવ તેજ મોક્ષ છે. એ પ્રમાણે સાતે તત્ત્વોનું શ્રદ્ધાન થતાં જ રાગાદિક છોડી શુદ્ધ ભાવરૂપ થવાની ઇચ્છા ઉપજે છે, જો એમાંના એક પણ તત્ત્વનું શ્રદ્ધાન ન હોય તો એવી ઇચ્છા ન થાય. એવી ઇચ્છા એ તુચ્છજ્ઞાની તિર્યંચાદિકસમ્યગ્દૃષ્ટિને હોય છે જ, તેથી તેને સાત તત્ત્વોનું શ્રદ્ધાન હોય છે એવો નિશ્ચય કરવો. જ્ઞાનાવરણનો ક્ષયોપશમ થોડો હોવાથી તેને વિશેષપણે તત્ત્વોનું જ્ઞાન હોતું નથી તોપણ દર્શનમોહના ઉપશમાદિકથી સામાન્યપણે તત્ત્વશ્રદ્ધાનની શક્તિ પ્રગટ હોય છે. એ પ્રમાણે એ લક્ષણમાં અવ્યાપ્તિદૂષણ નથી.

પ્રશ્ન—જે કાળમાં સમ્યગ્દષ્ટિ વિષયકષાયોનાં કાર્યોમાં પ્રવર્તે છે તે કાળમાં તેને સાતતત્ત્વોનો વિચાર જ નથી તો ત્યાં શ્રદ્ધાન કેવી રીતે સંભવે? અને સમ્યક્ત્વ તો તેને રહે જ છે, માટે એ લક્ષણમાં અવ્યાસિદૂષણ આવે છે.

ઉત્તર—વિચાર છે તે તો ઉપયોગને આધીન છે, જ્યાં ઉપયોગ જોડાય તેનો જ વિચાર થાય, પણ શ્રદ્ધાન છે તે તો પ્રતીતિરૂપ છે માટે અન્ય જ્ઞેયનો વિચાર થતાં વા શયનાદિક્રિયા થતાં તત્ત્વોનો વિચાર નથી તોપણ તેની પ્રતીતિ તો કાયમ જ રહે છે, નષ્ટ થતી નથી; તેથી તેને સમ્યક્ત્વનો સદ્દ્ભાવ છે. જેમ કોઈ રોગીપુરુષને એવી પ્રતીતિ તો છે કે–'હું મનુષ્ય છું, તિર્યંચ નથી, મને આ કારણથી રોગ થયો છે, અને હવે મારે એ કારણ મટાડી રોગને ઘટાડી નિરોગ થવું જોઈએ' હવે તેજ મનુષ્ય જ્યારે અન્ય વિચારાદિરૂપ પ્રવર્તે છે ત્યારે તેને એવો વિચાર હોતો નથી પરંતુ શ્રદ્ધાન તો એમ જ રહ્યાં કરે છે; તેમ આ આત્માને એવી પ્રતીતિ તો છે કે–'હું આત્મા છું–પુદ્ગલાદિ નથી, મને આશ્રવથી બંધ થયો છે પણ હવે મારે સંવરવડે નિર્જરા કરી મોક્ષરૂપ થવું.' હવે તેજ આત્મા અન્ય વિચારાદિરૂપ પ્રવર્તે છે ત્યારે તેને એવો વિચાર હોતો નથી પરંતુ શ્રદ્ધાન તો એવું જ રહ્યાં કરે છે.

પ્રશ્ન—જો તેને એવું શ્રદ્ધાન રહે છે તો તે બંધ થવાના કારણોમાં કેમ પ્રવર્તે છે?

ઉત્તર—જેમ કોઈ મનુષ્ય કોઈ કારણવશથી રોગ વધવાના કારણોમાં પણ પ્રવર્તે છે, વ્યાપારાદિકાર્ય વા ક્રોધાદિકાર્ય કરે છે તોપણ તે શ્રદ્ધાનનો તેને નાશ થતો નથી, તેમ આ આત્મા કર્મોદયનિમિત્તવશથી બંધ થવાના કારણોમાં પણ પ્રવર્તે છે, વિષયસેવનાદિકાર્ય વા ક્રોધાદિકાર્ય કરે છે, તોપણ તેને એ શ્રદ્ધાનનો નાશ થતો નથી. આનો વિશેષ નિર્ણય આગળ કરીશું. એ પ્રમાણે સાતતત્ત્વોનો વિચાર ન હોવા છતાં પણ તેનામાં શ્રદ્ધાનનો સદ્ભાવ છે તેથી ત્યાં અવ્યાપ્તિપણું નથી.

પ્રશ્ન—ઉચ્ચદશામાં જ્યાં નિર્વિકલ્પ આત્માનુભવ હોય છે ત્યાં તો સાતતત્ત્વાદિના વિકલ્પનો પણ નિષેધ કર્યો છે, હવે સમ્યક્ત્વના લક્ષણનો નિષેધ કરવો કેમ સંભવે? અને ત્યાં નિષેધ સંભવે છે તો ત્યાં અવ્યાપ્તિપણું આવ્યું!

ઉત્તર—નીચેની દશામાં સાતતત્ત્વોના વિકલ્પમાં ઉપયોગ લગાવી પ્રતીતિને દૃઢ કરી તથા વિષયાદિથી ઉપયોગને છોડાવી રાગાદિક ઘટાડયા, હવે એ કાર્ય સિદ્ધ થતાં એજ કારણોનો પણ નિષેધ કરીએ છીએ. કારણ કે જ્યાં પ્રતીતિ પણ દૃઢ થઈ તથા રાગાદિ પણ દૂર થયા ત્યાં હવે ઉપયોગને ભમાવવાનો ખેદ શા માટે કરીએ! માટે ત્યાં એ વિકલ્પોનો નિષેધ કર્યો છે. વળી સમ્યક્ત્વનું લક્ષણ તો પ્રતીતિ જ છે. એ પ્રતીતિનો તો ત્યાં નિષેધ કર્યો

જો પ્રતીતિ છોડાવી હોય તો એ લક્ષણનો નિષેધ કર્યો કહેવાય, પણ એમ તો તત્ત્વોની પ્રતીતિ તો ત્યાં પણ કાયમ જ રહે છે માટે અહીં અવ્યાપ્તિપણું નથી.

પ્રશ્ન—છદ્મસ્થને તો પ્રતીતિ અપ્રતીતિ કહેવી સંભવે છે, તેથી ત્યાં ત્ત્વોની પ્રતીતિને સમ્યક્ત્વનું લક્ષણ કહ્યું તે અમે માન્યું, પણ કેવળી સિધ્ધભગવાનને તો સર્વનું જાણપણું સમાનરૂપ છે તેથી ત્યાં સાતતત્વોની તે કહેવી સંભવતી નથી, અને તેમને સમ્યક્ત્વગુણ તો હોય છે જ. ત્યાં એ લક્ષણમાં અવ્યાપ્તિપણું આવ્યું.

ઉત્તર – જેમ છદ્મસ્થને શ્રુતજ્ઞાન અનુસાર પ્રતીતિ હોય છે તેમ કેવળી અને ભગવાનને કેવળજ્ઞાન અનુસાર જ પ્રતીતિ હોય છે. જે સાતતત્ત્વોનું સ્વરૂપ ાં નિર્ણીત કર્યું હતું તે જ હવે કેવળજ્ઞાનવડે જાણ્યું એટલે ત્યાં પ્રતીતિમાં અવગાઢપણું થયું, તેથી જ ત્યાં પરમાવગાઢસમ્યક્ત્વ કહ્યું છે. પણ પૂર્વે ન કર્યું હતું તેને જો જૂઠ જાણ્યું હોત તો ત્યાં અપ્રતીતિ થાત, પરંતુ સાતતત્ત્વોનું શ્રદ્ધાન છદ્મસ્થને થયું હતું તેવું જ કેવળી-સિદ્ધભગવાનને પણ છે, માટે જ્ઞાનાદિકની હીનતાઅધિકતા હોવા છતાં પણ તિર્યંચાદિક અને સિદ્ધભગવાનને સમ્યક્ત્વગુણ તો સમાન જ કહ્યો. વળી પૂર્વઅવસ્થામાં તે માનતો હતો કે – 'સંવર-નિર્જરાવડે મોક્ષનો ઉપાય કરવો' હવે મુક્ત-થા થતાં એમ માનવા લાગ્યો કે–'સંવરનિર્જરાવડે મને મુક્તદશા પ્રાપ્ત પહેલાં જ્ઞાનની હીનતાથી જીવાદિકના થોડા ભેદો જાણતો હતો અને હવે જ્ઞાન થતાં તેના સર્વ ભેદો જાણે છે પરંતુ મૂળભૂત જીવાદિકના સ્વરૂપનું ન જેવું છદ્મસ્થને હોય છે તેવું જ કેવળીને પણ હોય છે. જોકે કેવળી-ભગવાન અન્ય પદાર્થોને પણ પ્રતીતિસહિત જાણે છે તોપણ તે પદાર્થો જનભૂત નથી તેથી સમ્યક્ત્વગુણમાં સાતતત્ત્વોનું શ્રદ્ધાન જ ગ્રહણ કર્યું છે. -સિદ્ધભગવાન રાગાદિરૂપ પરિણમતા નથી અને સંસારઅવસ્થાને ઇચ્છતા તે આ શ્રદ્ધાનનું જ બળ જાણવું.

પ્રશ્ન – સમ્યગ્દર્શનને તો મોક્ષમાર્ગ કહ્યો હતો તો મોક્ષમાં તેનો સદ્‌ભાવ રીતે કહો છો?

ઉત્તર – કોઈ કારણો એવાં પણ હોય છે કે – કાર્ય સિદ્ધ થવા છતાં પણ થતાં નથી. જેમકે કોઇ વૃક્ષને કોઇ એક શાખાવડે અનેક શાખાયુક્ત થા થઇ હોય, તેના હોવા છતાં પણ તે એક શાખા નષ્ટ થતી નથી; તેમ આત્માને સમ્યક્ત્વગુણવડે અનેક ગુણયુક્ત મોક્ષઅવસ્થા પ્રગટ થઈ, હવે વા છતાં પણ સમ્યક્ત્વગુણ નષ્ટ થતો નથી. એ પ્રમાણે કેવળી-સિદ્ધભગ-પણ તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણ હોય છે જ માટે ત્યાં અવ્યાપ્તિપણું નથી.

પ્રશ્ન – મિથ્યાદૃષ્ટિને પણ તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણ હોય છે એમ શાસ્ત્રમાંનિરૂપણ છે. અને શ્રીપ્રવચનસારમાં આત્મજ્ઞાનશૂન્ય તત્ત્વાર્થશ્રદ્ધાન અકાર્યકારી કહ્યું છે માટે સમ્યક્ત્વનું લક્ષણ તત્ત્વાર્થશ્રદ્ધાન કહ્યું, તેમાં અતિવ્યાપ્તિદૂષણ લાગે છે.

ઉત્તર – મિથ્યાદૃષ્ટિને જે તત્ત્વશ્રદ્ધાન કહ્યું છે તે નામનિક્ષેપથી કહ્યું છે. જેમાં તત્ત્વશ્રદ્ધાનનો ગુણ તો નથી પણ વ્યવહારમાં જેનું નામ તત્ત્વશ્રદ્ધાન કહીએ છીએ તે મિથ્યાદૃષ્ટિને હોય છે. અથવા આગમદ્રવ્યનિક્ષેપથી હોય છે, અર્થાત્ તત્ત્વાર્થશ્રદ્ધાનનાં પ્રતિપાદક શાસ્ત્રોનો અભ્યાસ છે પણ તેના સ્વરૂપનો નિશ્ચય કરવામાં ઉપયોગ લગાવતો નથી, એમ જાણવું; અને અહીં જે સમ્યક્ત્વનું લક્ષણ તત્ત્વાર્થશ્રદ્ધાન કહ્યું, તે તો ભાવનિક્ષેપથી કહ્યું છે એટલે ગુણસહિત સાચું તત્ત્વાર્થશ્રદ્ધાન મિથ્યાદૃષ્ટિને કદી પણ હોતું નથી. વળી આત્મજ્ઞાનશૂન્ય તત્ત્વાર્થશ્રદ્ધાન કહ્યું છે ત્યાં પણ એ જ અર્થ જાણવો; કારણ કે – જેને જીવઅજીવાદિનું સાચું શ્રદ્ધાન હોય તેને આત્મજ્ઞાન કેમ ન હોય? અવશ્ય હોય જ. એ પ્રમાણે કોઇ પણ મિથ્યાદૃષ્ટિને સાચું તત્ત્વાર્થશ્રદ્ધાન સર્વથા હોતું નથી, માટે એ લક્ષણમાં અતિવ્યાપ્તિદૂષણ લાગતું નથી.

વળી આ તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણ કહ્યું છે તે અસંભવદૂષણયુક્ત પણ નથી. કારણ કે સમ્યક્ત્વનું પ્રતિપક્ષી મિથ્યાત્વ જ છે અને તેનું લક્ષણ આનાથી વિપરીતતા સહિત છે.

એ પ્રમાણે અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવપણાથી રહિત તત્ત્વાર્થશ્રદ્ધાન સર્વ સમ્યગ્દૃષ્ટિઓને તો હોય છે તથા કોઇ પણ મિથ્યાદૃષ્ટિઓને હોતું નથી, તેથી સમ્યગ્દર્શનનું સાચું લક્ષણ તત્ત્વાર્થશ્રદ્ધાન જ છે.

પ્રશ્ન – અહીં સાતતત્ત્વોના શ્રદ્ધાનનો નિયમ કહ્યો પણ તે બનતો નથી, કારણ કે – કોઇ ઠેકાણે પરથી ભિન્ન પોતાના શ્રદ્ધાનને પણ સમ્યક્ત્વ કહે છે. શ્રીસમયસારમાં '**एकत्वे नियतस्य**[1]' ઇત્યાદિ કળશા લખ્યા છે તેમાં એમ કહ્યું છે કે–આત્માનું પરદ્રવ્યથી ભિન્ન અવલોકન તેજ નિયમથી સમ્યગ્દર્શન છે, તેથી નવતત્ત્વની સંતતિને છોડી અમારે તો આ એક આત્મા જ પ્રાપ્ત થાઓ. વળી કોઈ ઠેકાણે એક આત્માના નિશ્ચયને જ સમ્યક્ત્વ કહે છે, શ્રીપુરુષાર્થસિદ્ધયુપાયમાં '**दर्शनमात्मविनिश्चितिः**[2]' એવું પદ છે તેનો પણ એજ અર્થ છે, માટે

---

१ एकत्वे नियतस्य शुद्धनयतो व्याप्तुर्यदस्यात्मनः
पूर्णज्ञानघनस्य दर्शनमिह द्रव्यान्तरेभ्यः पृथक्
सम्यक्दर्शनमेतदेव नियमादात्मा च तावानयम्
तन्मुक्तानवतत्त्वसन्ततिमिमामात्मायमेकोऽस्तु नः

२ दर्शनमात्मविनिश्चितिरात्मपरिज्ञानमिष्यते बोधः
स्थितिरात्मनि चारित्रं कुत एतेभ्यो भवति बन्धः

જીવઅજીવનું જ વા કેવળ જીવનું જ શ્રદ્ધાન થતાં પણ સમ્યક્ત્વ હોય છે. જો સાતતત્ત્વોના શ્રદ્ધાનનો નિયમ હોત તો આમ શા માટે લખત?

ઉત્તર – પરથી ભિન્ન જે પોતાનું શ્રદ્ધાન હોય છે તે આશ્રવાદિના શ્રદ્ધાનથી રહિત હોય છે કે સહિત હોય છે? જો રહિત હોય છે તો મોક્ષના શ્રદ્ધાનવિના તે કયા પ્રયોજન અર્થે આવો ઉપાય કરે છે? સંવરનિર્જરાના શ્રદ્ધાનવિના રાગાદિરહિત થઇ પોતાના સ્વરૂપમાં ઉપયોગ લગાવવાનો ઉદ્યમ તે શા માટે રાખે છે? આશ્રવબંધના શ્રદ્ધાનવિના તે પૂર્વઅવસ્થાને શા માટે છોડે છે? કારણ કે–આશ્રવાદિના શ્રદ્ધાનરહિત સ્વ-પરનું શ્રદ્ધાન કરવું સંભવતું નથી; અને જો આશ્રવાદિકના શ્રદ્ધાનસહિત છે તો ત્યાં સ્વયં સાતેતત્ત્વોના શ્રદ્ધાનનો નિયમ થયો. વળી કેવળ આત્માનો નિશ્ચય છે ત્યાં પણ પરનું પરરૂપ શ્રદ્ધાન થયા વિના આત્માનું શ્રદ્ધાન થાય નહિ માટે અજીવનું શ્રદ્ધાન થતાં જ જીવનું શ્રદ્ધાન થાય છે; અને પ્રથમ કહ્યા પ્રમાણે આશ્રવાદિનું શ્રદ્ધાન પણ ત્યાં અવશ્ય હોય છે તેથી અહીં પણ સાતેતત્ત્વોના જ શ્રદ્ધાનનો નિયમ જાણવો. બીજું આશ્રવાદિના શ્રદ્ધાનવિના સ્વ-પરનું શ્રદ્ધાન વા કેવળ આત્માનું શ્રદ્ધાન સાચું હોતું નથી કારણ કે–આત્મદ્રવ્ય છે તે શુદ્ધઅશુદ્ધપર્યાય સહિત છે તેથી જેમ તંતુના અવલોકનવિના પટનું અવલોકન ન થાય તેમ શુદ્ધઅશુદ્ધપર્યાય પ્રથમ ઓળખ્યા વિના આત્મદ્રવ્યનું શ્રદ્ધાન પણ ન થાય, હવે શુદ્ધઅશુદ્ધ અવસ્થાની ઓળખાણ આશ્રવાદિની ઓળખાણથી થાય છે. આશ્રવાદિના શ્રદ્ધાનવિના સ્વ-પરનું શ્રદ્ધાન વા કેવળ આત્માનું શ્રદ્ધાન કાર્યકારી પણ નથી કારણ કે – એવું શ્રદ્ધાન કરો વા ન કરો 'પોતે છે તે પોતે જ છે અને પર છે તે પર જ છે.' વળી આશ્રવાદિનું શ્રદ્ધાન હોય તો આશ્રવ-બંધનો અભાવ કરી સંવર નિર્જરા રૂપ ઉપાયથી તે મોક્ષપદને પામે, સ્વ–પરનું શ્રદ્ધાન કરાવીએ છીએ તે પણ એ જ પ્રયોજન અર્થે કરાવીએ છીએ; માટે આશ્રવાદિના શ્રદ્ધાનસહિત સ્વ-પરનું જાણવું વા સ્વનુ જાણવું કાર્યકારી છે.

પ્રશ્ન – જો એમ છે તો શાસ્ત્રોમાં સ્વ-પરના શ્રદ્ધાનને વા કેવળ આત્માના શ્રદ્ધાનને જ સમ્યક્ત્વ કહ્યું વા કાર્યકારી કહ્યું તથા નવતત્ત્વની સંતતિ છોડી અમારે તો એક આત્મા જ પ્રાપ્ત થાઓ, એમ કેમ કહ્યું છે?

ઉત્તર—જેને સ્વ–પરનું વા આત્માનું સત્યશ્રદ્ધાન હોય તેને સાતેતત્ત્વોનું શ્રદ્ધાન અવશ્ય હોય જ તથા જેને સાતેતત્ત્વોનું સત્યશ્રદ્ધાન હોય તેને સ્વ-પરનું વા આત્માનું શ્રદ્ધાન અવશ્ય હોય જ, એવું પરસ્પર અવિનાભાવપણું જાણી સ્વ–પરના શ્રદ્ધાનને વા આત્મશ્રદ્ધાન હોવાને સમ્યક્ત્વ કહ્યું છે. પણ એ છળથી કોઈ સામાન્યપણે સ્વ–પરને જાણી વા આત્માને જાણી કૃતકૃત્યપણું માને એ તો તેને ભ્રમ છે. કારણ કે એમ કહ્યું છે કે–'**निर्विशेषो हि सामान्यं**

**भवेत्खरविषाणवत्**' એનો અર્થ-વિશેષરહિત સામાન્ય છે તે ગધેડાના શીંગડા સમાન છે. માટે પ્રયોજનભૂત આશ્રવાદિવિશેષોસહિત સ્વપરનું વા આત્માનું શ્રદ્ધાન કરવા યોગ્ય છે; અથવા સાતે તત્ત્વાર્થોના શ્રદ્ધાનથી જે રાગાદિક મટાડવા અર્થે પરદ્રવ્યોને ભિન્ન ચિંતવે છે વા પોતાના આત્માને ચિંતવે છે તેને પ્રયોજનની સિદ્ધિ થાય છે તેથી મુખ્યપણે ભેદવિજ્ઞાનને વા આત્મજ્ઞાનને કાર્યકારી કહ્યું છે. વળી તત્ત્વાર્થશ્રદ્ધાન કર્યા વિના સર્વ જાણવું કાર્યકારી નથી, કારણ કે-પ્રયોજન તો રાગાદિ મટાડવાનું છે, હવે આશ્રવાદિના શ્રદ્ધાનવિના એ પ્રયોજન ભાસતું નથી ત્યારે કેવળ જાણવાથી તો માનને જ વધારે પણ રાગાદિ છોડે નહિ તો તેનું કાર્ય કેવીરીતે સિદ્ધ થાય? બીજું જ્યાં નવતત્ત્વની સંતતિ છોડવાનું કહ્યું છે ત્યાં પૂર્વે નવતત્ત્વના વિચારવડે સમ્યગ્દર્શન થયું અને પાછળથી નિર્વિકલ્પદશા થવા અર્થે નવતત્ત્વોનો વિકલ્પ પણ છોડવાની ઇચ્છા કરી, પણ જેને પહેલાંથી જ નવતત્ત્વોનો વિચાર નથી તેને તે વિકલ્પો છોડવાનું શું પ્રયોજન છે? એ કરતાં તો પોતાને અન્ય અનેક વિકલ્પો થાય છે તેનો જ ત્યાગ કરો. એ પ્રમાણે સ્વપરના શ્રદ્ધાનમાં વા આત્મશ્રદ્ધાનમાં વા નવતત્ત્વના શ્રદ્ધાનમાં સાતતત્ત્વોના શ્રદ્ધાનની સાપેક્ષતા હોય છે, માટે તત્ત્વાર્થશ્રદ્ધાન સમ્યક્ત્વનું લક્ષણ છે.

પ્રશ્ન—ત્યારે કોઈ ઠેકાણે શાસ્ત્રોમાં અર્હંતદેવ, નિર્ગ્રંથગુરુ અને હિંસાદિરહિત ધર્મના શ્રદ્ધાનને સમ્યક્ત્વ કહ્યું છે તે કેવી રીતે?

ઉત્તર—અરહંતદેવાદિકનું શ્રદ્ધાન થવાથી વા કુદેવાદિનું શ્રદ્ધાન દૂર થવાથી ગૃહિતમિથ્યાત્વનો અભાવ થાય છે એ અપેક્ષાએ તેને સમ્યગ્દષ્ટિ કહ્યો છે પણ સમ્યક્ત્વનું સર્વથા લક્ષણ એ નથી, કારણ કે-દ્રવ્યલિંગીમુનિઆદિ વ્યવહારધર્મના ધારક મિથ્યાદષ્ટિઓને પણ એવું શ્રદ્ધાન તો હોય છે, અથવા જેમ અણુવ્રતમહાવ્રત હોવા છતાં પણ દેશચારિત્રસકલચારિત્ર હોય વા ન હોય પરંતુ અણુવ્રત થયા વિના દેશચારિત્ર તથા મહાવ્રત ધાર્યાવિના સકલચારિત્ર કદી પણ હોય નહિ, માટે એ વ્રતોને અન્વયરૂપ કારણ જાણી કારણમાં કાર્યનો ઉપચાર કરી તેને ચારિત્ર કહ્યું છે; તેમ અરહંતદેવાદિકનું શ્રદ્ધાન થતાં તો સમ્યક્ત્વ હોય વા ન હોય પરંતુ અરહંતાદિકના શ્રદ્ધાન થયા વિના તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ કદી પણ હોય નહિ; માટે અરહંતાદિકના શ્રદ્ધાનને અન્વયરૂપ કારણ જાણી કારણમાં કાર્યનો ઉપચાર કરી એ શ્રદ્ધાનને સમ્યક્ત્વ કહ્યું છે. અને એટલા જ માટે તેનું નામ વ્યવહારસમ્યક્ત્વ છે. અથવા જેને તત્ત્વાર્થશ્રદ્ધાન હોય તેને સાચા અરહંતાદિકના સ્વરૂપનું શ્રદ્ધાન અવશ્ય હોય જ. તત્ત્વાર્થશ્રદ્ધાનવિના અરહંતાદિકનું શ્રદ્ધાન પક્ષથી કરે તોપણ યથાવત્ સ્વરૂપની ઓળખાણસહિત શ્રદ્ધાન થાય નહિ, તથા જેને સાચા અરહંતાદિકના સ્વરૂપનું

શ્રદ્ધાન હોય તેને તત્ત્વાર્થશ્રદ્ધાન અવશ્ય હોય જ, કારણ કે અરહંતાદિના સ્વરૂપને ઓળખતાં જીવઅજીવઆશ્રવાદિની ઓળખાણ થાય છે, એ પ્રમાણે તેને પરસ્પર અવિનાભાવી જાણી કોઈ ઠેકાણે અરહંતાદિના શ્રદ્ધાનને સમ્યક્ત્વ કહ્યું છે.

પ્રશ્ન—નર્કાદિના જીવોને દેવકુદેવાદિનો વ્યવહાર નથી છતાં તેમને સમ્યક્ત્વ તો હોય છે, માટે સમ્યક્ત્વ થતાં અરહંતાદિનું શ્રદ્ધાન હોય જ, એવો નિયમ સંભવતો નથી.

ઉત્તર—સાતતત્ત્વોના શ્રદ્ધાનમાં અરહંતાદિનું શ્રદ્ધાન ગર્ભિત છે, કારણ કે-તત્ત્વશ્રદ્ધાનમાં મોક્ષતત્ત્વને તે સર્વોત્કૃષ્ટ માને છે, હવે મોક્ષતત્ત્વ તો અરહંતસિદ્ધનું જ લક્ષણ છે અને જે લક્ષણને ઉત્કૃષ્ટ માને છે તે તેના લક્ષ્યને પણ ઉત્કૃષ્ટ અવશ્ય માને જ; તેથી તેમને જ સર્વોત્કૃષ્ટ માન્યા પણ અન્યને ન માન્યા એજ તેને દેવનું શ્રદ્ધાન થયું. વળી મોક્ષનું કારણ સંવરનિર્જરા છે તેથી તેને પણ તે ઉત્કૃષ્ટ માને છે અને સંવરનિર્જરાના ધારક મુખ્યપણે મુનિરાજ છે તેથી તે મુનિરાજને ઉત્તમ માને છે પણ અન્યને ઉત્તમ માનતો નથી એજ તેને ગુરુનું શ્રદ્ધાન થયું. બીજું રાગાદિરહિતભાવનું નામ અહિંસા છે તેને તે ઉપાદેય માને છે પણ અન્યને માનતો નથી એજ તેને ધર્મનું શ્રદ્ધાન થયું. એ પ્રમાણે તત્ત્વાર્થશ્રદ્ધાનમાં અરહંતદેવાદિકનું શ્રદ્ધાન પણ ગર્ભિત છે. અથવા જે નિમિત્તથી તેને તત્ત્વાર્થશ્રદ્ધાન થાય છે તેજ નિમિત્તથી અરહંતદેવાદિકનું પણ શ્રદ્ધાન થાય છે માટે સમ્યગ્દર્શનમાં દેવાદિકના શ્રદ્ધાનનો નિયમ છે.

પ્રશ્ન—કોઇ જીવ અરહંતાદિકનું શ્રદ્ધાન કરે છે, તેના ગુણોને ઓળખે છે છતાં તેને તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ હોતું નથી, માટે જેને સાચું અરહંતાદિકનું શ્રદ્ધાન હોય તેને તત્ત્વશ્રદ્ધાન અવશ્ય હોય જ, એવો નિયમ સંભવતો નથી.

ઉત્તર—તત્ત્વશ્રદ્ધાનવિના અરહંતાદિકના છેતાલિસ આદિ ગુણો તે જાણે છે ત્યાં પર્યાયાશ્રિત ગુણો પણ જાણવા હોતા નથી. કારણ કે-જીવઅજીવની જાતિ ઓળખ્યા વિના અરહંતાદિકના આત્માશ્રિત અને શરીરાશ્રિત ગુણોને તે ભિન્ન ભિન્ન જાણતો નથી, જો જાણે તો તે પોતાના આત્માને પરદ્રવ્યથી ભિન્ન કેમ ન માને? તેથી જ શ્રીપ્રવચનસારમાં કહ્યું છે કે—

**जो जाणदि अरहंतं दव्वत्तगुणत्तपज्जयत्तेहिं**
**सो जाणदि अप्पाणं मोहो खलु जादि तस्स लयं**

અર્થ—જે અરહંતને દ્રવ્યત્વ, ગુણત્વ અને પર્યાયત્વવડે જાણે છે તે આત્માને જાણે છે અને તેનો મોહ નાશને પ્રાપ્ત થાય છે. માટે જેને જીવાદિતત્ત્વોનું શ્રદ્ધાન નથી તેને અરહંતાદિકનું પણ સાચું શ્રદ્ધાન નથી. વળી તે

મોક્ષાદિકતત્ત્વોના શ્રદ્ધાનવિના અરહંતાદિનું માહાત્મ્ય પણ યથાર્થ જાણતો નથી, માત્ર લૌકિકઅતિશયાદિવડે અરહંતનું, તપશ્ચરણાદિવડે ગુણોનું અને પરજીવોની અહિંસાદિવડે ધર્મનું માહાત્મ્ય જાણે છે. પણ એ તો પરાશ્રિતભાવ છે અને અરહંતાદિકનું સ્વરૂપ તો આત્માશ્રિતભાવોવડે તત્ત્વશ્રદ્ધાન થતાં જ જણાય છે, માટે જેને અરહંતાદિકનું સાચું શ્રધ્ધાન હોય તેને તત્ત્વશ્રધ્ધાન અવશ્ય હોય જ, એવો નિયમ જાણવો. એ પ્રમાણે સમ્યક્ત્વનું લક્ષણ નિર્દેશ કર્યું.

પ્રશ્ન—સાચું તત્ત્વાર્થશ્રદ્ધાન, સ્વપરનું શ્રદ્ધાન, આત્મશ્રદ્ધાન, તથા દેવગુરુ-ધર્મનું શ્રદ્ધાન સમ્યક્ત્વનું લક્ષણ કહ્યું અને એ સર્વ લક્ષણોની પરસ્પર એકતા પણ દર્શાવી તે તો જાણ્યું, પરંતુ આમ અન્યઅન્ય પ્રકારથી લક્ષણ કરવાનું શું પ્રયોજન?

ઉત્તર—એ ચાર લક્ષણો કહ્યાં તેમાં સાચી દૃષ્ટિપૂર્વક કોઈ એક લક્ષણ ગ્રહણ કરતાં ચારે લક્ષણોનું ગ્રહણ થાય છે તોપણ મુખ્યપ્રયોજન જુદું જુદું વિચારી અન્યઅન્ય પ્રકારથી એ લક્ષણો કહ્યાં છે. જ્યાં તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણ કહ્યું છે ત્યાં તો આ પ્રયોજન છે કે—જો એ તત્ત્વોને ઓળખે તો વસ્તુના યથાર્થ સ્વરૂપનું વા હિત-અહિતનું શ્રદ્ધાન કરી મોક્ષમાર્ગમાં પ્રવર્તે, જ્યાં સ્વપરભિન્નતાશ્રદ્ધાનરૂપ લક્ષણ કહ્યું છે ત્યાં જે વડે તત્ત્વાર્થશ્રદ્ધાનનું પ્રયોજન સિદ્ધ થાય તે શ્રદ્ધાનને મુખ્ય લક્ષણ કહ્યું છે. કારણ કે જીવઅજીવના શ્રદ્ધાનનું પ્રયોજન તો સ્વ-પરને ભિન્ન શ્રદ્ધાન કરવાં એ છે, અને આશ્રવાદિકના શ્રદ્ધાનનું પ્રયોજન રાગાદિક છોડવા એ છે એટલે સ્વ-પરની ભિન્નતાનું શ્રદ્ધાન થતાં પરદ્રવ્યોમાં રાગાદિક ન કરવાનુ શ્રદ્ધાન થાય છે. એ પ્રમાણે તત્ત્વાર્થશ્રદ્ધાનનું પ્રયોજન સ્વ-પરના ભિન્ન શ્રદ્ધાનથી સિદ્ધ થવું જાણી એ લક્ષણને કહ્યું છે. જ્યાં આત્મશ્રદ્ધાન લક્ષણ કહ્યું છે ત્યાં સ્વ-પરના ભિન્ન શ્રદ્ધાનનું પ્રયોજન તો એટલું જ છે કે-પોતાને પોતારૂપ જાણવો. પોતાને પોતારૂપ જાણતાં પરનો પણ વિકલ્પ કાર્યકારી નથી એવા મૂળભૂત પ્રયોજનની પ્રધાનતા જાણી આત્મશ્રદ્ધાનને મુખ્ય લક્ષણ કહ્યું છે. તથા જ્યાં દેવગુરુધર્મના શ્રદ્ધાનરૂપ લક્ષણ કહ્યું છે ત્યાં બાહ્યસાધનની પ્રધાનતા કરી છે, કારણ કે-અરહંતદેવાદિકનું શ્રદ્ધાન સાચાતત્ત્વાર્થશ્રદ્ધાનનું કારણ છે તથા કુદેવાદિકનું શ્રદ્ધાન કલ્પિત અતત્ત્વશ્રદ્ધાનનું કારણ છે, એ બાહ્યકારણની પ્રધાનતાથી કુદેવાદિકનું શ્રદ્ધાન છોડાવી સુદેવાદિકનું શ્રદ્ધાન કરાવવા અર્થે દેવગુરુધર્મના શ્રદ્ધાનને મુખ્ય લક્ષણ કહ્યું છે. એ પ્રમાણે જુદાં જુદાં પ્રયોજનોની મુખ્યતાપૂર્વક જુદાં જુદાં લક્ષણ કહ્યાં છે.

પ્રશ્ન—એ જુદાં જુદાં ચાર લક્ષણો કહ્યાં તેમાં આ જીવ કયા લક્ષણને અંગીકાર કરે?

ઉત્તર—જ્યાં મિથ્યાત્વકર્મનો ઉપશમાદિ થતાં વિપરીતાભિનિવેશનો અભાવ થાય છે ત્યાં તો એ ચારે લક્ષણો એકસાથ હોય છે. તથા વિચારઅપેક્ષાએ મુખ્યપણે તત્ત્વાર્થોને વિચારે છે, કાંતો સ્વ-પરનું ભેદવિજ્ઞાન કરે છે, કાંતો આત્મસ્વરૂપને જ સંભાળે છે અગર કાંતો દેવાદિકના સ્વરૂપને વિચારે છે. એ પ્રમાણે જ્ઞાનમાં તો નાનાપ્રકારના વિચાર થાય પરંતુ શ્રદ્ધાનમાં સર્વત્ર પરસ્પર સાપેક્ષપણું હોય છે. જેમ-તત્ત્વવિચાર કરે છે તો ભેદવિજ્ઞાનાદિકના અભિપ્રાય-સહિત કરે છે, એજ પ્રમાણે અન્ય ઠેકાણે પણ પરસ્પર સાપેક્ષપણું છે. માટે સમ્યગ્દૃષ્ટિના શ્રદ્ધાનમાં તો ચારે લક્ષણોનો અંગીકાર છે, પણ જેને મિથ્યાત્વનો ઉદય છે તેને તો વિપરીતાભિનિવેશ હોય છે તેથી એ લક્ષણો આભાસમાત્ર હોય છે, સાચાં હોતાં નથી. તે જિનમતનાં જીવાદિતત્ત્વોને માને છે અન્યનાં માનતો નથી તથા તેનાં નામ-ભેદાદિને શીખે છે, એ પ્રમાણે તેને તત્ત્વાર્થશ્રદ્ધાન હોય છે પરંતુ તેના યથાર્થભાવનું શ્રદ્ધાન થતું નથી. વળી એ સ્વ-પરના ભિન્નપણાની વાતો કરે છે તથા વસ્ત્રાદિમાં પરબુદ્ધિ ચિંતવન કરે છે, પરંતુ જેવી પર્યાયમાં અહંબુદ્ધિ છે તથા વસ્ત્રાદિમાં પરબુદ્ધિ છે, તેવી આત્મામાં અહંબુદ્ધિ અને શરીરમાં પરબુદ્ધિ તેને થતી નથી. તે આત્માને જિનવચનાનુસાર ચિંતવે છે પરંતુ પ્રતીતિપણે આપને આપરૂપ શ્રદ્ધાન કરતો નથી. તથા અરહંતાદિ વિના અન્ય કુદેવાદિકને તે માનતો નથી પરંતુ તેના સ્વરૂપને યથાર્થ ઓળખી શ્રદ્ધાન કરતો નથી. એ પ્રમાણે એ લક્ષણાભાસો મિથ્યાદૃષ્ટિને હોય છે, તેમાં કોય હોય કોઇ ન હોય, પરંતુ અહીં તેને ભિન્નપણું પણ સંભવતું નથી. બીજું એ લક્ષણાભાસોમાં એટલું વિશેષ છે કે-પહેલાં તો દેવાદિકનું શ્રદ્ધાન થાય, પછી તત્ત્વોનો વિચાર થાય, પછી સ્વ-પરનું ચિંતવન કરે અને પછી કેવળ આત્માને ચિંતવે, એ અનુક્રમથી જો સાધન કરે તો પરંપરાય સાચા મોક્ષમાર્ગને પામી કોઈ જીવ સિદ્ધપદને પણ પામે, તથા એ અનુક્રમનું ઉલ્લંઘન કરે તેને દેવાદિકની માન્યતાનું પણ કાંઇ ઠેકાણું નથી. તથા બુદ્ધિની તીવ્રતાથી તત્ત્વાતત્ત્વવિચારાદિમાં પ્રવર્તે છે અને તેથી પોતાને જ્ઞાની માને છે અથવા તત્વવિચારમાં પણ ઉપયોગ લગાવતો નથી છતાં પોતાને સ્વ-પરનો ભેદવિજ્ઞાની થયો વિચારે છે, અથવા સ્વ-પરનો પણ નિર્ણય કરતો નથી છતાં પોતાને આત્મજ્ઞાની માને છે, પણ એ બધી ચતુરાઈની વાતો છે, માનાદિકષાયોનાં સાધન છે પણ એ કાંઈ કાર્યકારી નથી. માટે જે જીવ પોતાનું ભલું કરવા ઈચ્છે છે તેણે તો જ્યાંસુધી સાચા સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી એને પણ અનુક્રમથી અંગીકાર કરવાં. એજ અહીં કહીએ છીએ—પ્રથમ તો આજ્ઞાદિ-વડે વા કોઇ પરીક્ષાવડે કુદેવાદિની માન્યતા છોડી અરહંતદેવાદિનું શ્રદ્ધાન કરવું, કારણ કે-એનું શ્રદ્ધાન થતાં ગૃહિતમિથ્યાત્વનો તો અભાવ થાય છે તથા

મોક્ષમાર્ગમાં વિઘ્ન કરવાવાળા કુદેવાદિકનું નિમિત્ત દૂર થાય છે અને મોક્ષમાર્ગને સહાયક અરહંતદેવાદિકનું નિમિત્ત મળે છે માટે પ્રથમ દેવાદિકનું શ્રદ્ધાન કરવું. પછી જિનમતમાં કહેલાં જીવાદિતત્વોનો વિચાર કરવો, તેનાં નામ-લક્ષણાદિ શીખવાં, કારણ કે-એના અભ્યાસથી તત્વશ્રદ્ધાનની પ્રાપ્તિ થાય છે. પછી સ્વ-પરનું ભિન્નપણું જેથી ભાસે તેવા વિચારો કર્યા કરવા, કારણ કે-એ અભ્યાસથી ભેદવિજ્ઞાન થાય છે. ત્યાર પછી એક સ્વમાં સ્વપણું માનવા અર્થે સ્વરૂપનો વિચાર કર્યા કરવો. કારણ કે-એ અભ્યાસથી આત્માનુભવની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે અનુક્રમથી તેને અંગીકાર કરી પછી તેમાંથી જ કોઈવેળા દેવાદિના વિચારમાં, કોઇવેળા તત્વવિચારમાં, કોઇવેળા સ્વ-પરના વિચારમાં તથા કોઈવેળા આત્મવિચારમાં ઉપયોગને લગાવવો. એ પ્રમાણે અભ્યાસથી દર્શનમોહ મંદ થતો જાય છે, અને તેથી કદાચિત્ સત્યસમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે, પરંતુ અહીં થાય જ એવો પણ નિયમ નથી, કારણ કે-કોઇ જીવને કોઈ પ્રબળ વિપરીતકારણ વચ્ચે આવી જાય તો તેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ન પણ થાય, પરંતુ મુખ્યપણે ઘણા જીવોને તો એજ અનુક્રમથી કાર્યસિદ્ધિ થાય છે, માટે તેને એજ પ્રમાણે અંગીકાર કરવાં. જેમ-પુત્રનો અર્થી વિવાહાદિ કારણોને તો મેળવે, તેમાં ઘણા પુરૂષોને તો પુત્રની પ્રાપ્તિ થાય જ, છતાં કોઇને ન થાય તો ન પણ થાય પરંતુ તેણે તો ઉપાય અવશ્ય કરવો; તેમ સમ્યક્ત્વનો અર્થી એ કારણોને મેળવે, તેમાં ઘણા જીવોને તો સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય જ, છતાં કોઇને ન થાય તો ન પણ થાય પરંતુ તેણે તો જેનાથી કાર્ય બને તેજ ઉપાય કરવો. એ પ્રમાણે સમ્યક્ત્વનું લક્ષણ નિર્દેશ કર્યું.

પ્રશ્ન—સમ્યક્ત્વનાં લક્ષણ તો અનેકપ્રકારનાં કહ્યાં છે, તેમાં તમે તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણને જ મુખ્ય કહ્યું તેનું શું કારણ?

ઉત્તર—તુચ્છબુદ્ધિવાનને અન્ય લક્ષણોમાં તેનું પ્રયોજન પ્રગટ ભાસતું નથી વા ભ્રમ ઉપજે છે તથા આ તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણમાં પ્રયોજન પ્રગટ ભાસે છે તથા કાંઇ પણ ભ્રમ ઉપજતો નથી, તેથી એ લક્ષણને મુખ્ય કર્યું છે. એજ અહીં દર્શાવીએ છીએ—

દેવગુરુધર્મના શ્રદ્ધાનમાં-તુચ્છબુદ્ધિવાનને એમ ભાસે કે અરંહતદેવાદિકને જ માનવા તથા અન્યને ન માનવા એટલું જ સમ્યક્ત્વ છે, પણ ત્યાં જીવ-અજીવના બંધ-મોક્ષના કારણકાર્યનું સ્વરૂપ ભાસે નહિ અને તેથી મોક્ષમાર્ગરૂપ પ્રયોજનની સિદ્ધિ થાય નહિ, વા જીવાદિનું શ્રદ્ધાન થયા વિના માત્ર એજ શ્રદ્ધાનમાં સંતુષ્ટ થઈ પોતાને સમ્યગ્દષ્ટિ માને, વા એક કુદેવાદિ પ્રત્યે દ્વેષ તો રાખે પણ અન્ય રાગાદિ છોડવાનો ઉદ્યમ ન કરે, એવો ભ્રમ ઉપજે. વળી સ્વ-પરના શ્રદ્ધાનમાં તુચ્છબુદ્ધિવાનને એમ ભાસે કે-એક સ્વ-પરનું જાણવું જ

કાર્યકારી છે અને તેનાથી જ સમ્યક્ત્વ થાય છે. પણ ત્યાં આશ્રવાદિનું સ્વરૂપ ભાસતું નથી અને તેથી મોક્ષમાર્ગરૂપ પ્રયોજનની સિદ્ધિ પણ થતી નથી, વા આશ્રવાદિનું શ્રદ્ધાન થયા વિના માત્ર એટલું જ જાણવામાં સંતુષ્ટ થઇ પોતાને સમ્યગ્દષ્ટિ માની સ્વછંદી થાય પણ રાગાદિ છોડવાનો ઉદ્યમ કરે નહિ, એવો ભ્રમ ઉપજે. તથા આત્મશ્રદ્ધાનલક્ષણમાં તુચ્છબુદ્ધિવાનને એમ ભાસે કે-એક આત્માનો જ વિચાર કાર્યકારી છે અને તેનાથી જ સમ્યક્ત્વ થાય છે, પણ ત્યાં જીવ-અજીવાદિના વિશેષો વા આશ્રવાદિનું સ્વરૂપ ભાસતું નથી અને તેથી મોક્ષમાર્ગરૂપ પ્રયોજનની સિદ્ધિ પણ થતી નથી, વા જીવાદિના વિશેષોનું અને આશ્રવાદિના સ્વરૂપનું શ્રદ્ધાન થયા વિના માત્ર એટલા જ વિચારથી પોતાને સમ્યગ્દષ્ટિ માની સ્વછંદી બની રાગાદિ છોડવાનો ઉદ્યમ કરે નહિ, એવો ભ્રમ ઉપજે. એમ જાણી એ લક્ષણોને મુખ્ય કર્યાં નહિ, અને તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણમાં જીવ-અજીવાદિ વા આશ્રવાદિનું શ્રદ્ધાન થઈ ત્યાં તે સર્વનું સ્વરૂપ જો બરાબર ભાસે તો મોક્ષમાર્ગરૂપ પ્રયોજનની સિદ્ધિ થાય, વળી એ શ્રદ્ધાન થતાં સમ્યગ્દર્શન થવા છતાં પણ પોતે સંતુષ્ટ થતો નથી પરંતુ આશ્રવાદિનું શ્રદ્ધાન થવાથી રાગાદિક છોડી મોક્ષનો ઉદ્યમ રાખે છે. એ પ્રમાણે તેને ભ્રમ ઉપજતો નથી માટે તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણને મુખ્ય કર્યું છે. અથવા તત્ત્વાર્થશ્રદ્ધાન લક્ષણમાં દેવાદિકનું શ્રદ્ધાન, સ્વ-પરનું શ્રદ્ધાન વા આત્મશ્રદ્ધાન ગર્ભિત હોય છે તે તુચ્છબુદ્ધિવાનને પણ ભાસે છે પણ અન્ય લક્ષણોમાં તત્ત્વાર્થશ્રદ્ધાનનું ગર્ભિતપણું છે તે વિશેષ બુદ્ધિવાન હોય તેને જ ભાસે છે, પણ તુચ્છબુદ્ધિવાનને ભાસતું નથી માટે તત્ત્વાર્થશ્રદ્ધાનલક્ષણને મુખ્ય કર્યું છે. અથવા મિથ્યાદષ્ટિને એ આભાસમાત્ર હોય છે; ત્યાં તત્ત્વાર્થોનો વિચાર તો વિપરીતાભિનિવેશ દૂર કરવામાં શીઘ્ર કારણરૂપ થાય છે પણ અન્ય લક્ષણો શીઘ્ર કારણરૂપ થતાં નથી વા વિપરીતાભિનિવેશનાં પણ કારણ થઈ જાય છે તેથી અહીં સર્વપ્રકારથી પ્રસિદ્ધ જાણી વિપરીતાભિનિવેશરહિત જીવાદિતત્ત્વાર્થોનું શ્રદ્ધાન જ સમ્યક્ત્વનું લક્ષણ છે એવો નિર્દેશ કર્યો. એ પ્રમાણે લક્ષણનિર્દેશનું નિરૂપણ કર્યું. એવું લક્ષણ જે આત્માના સ્વભાવમાં હોય તેજ સમ્યગ્દષ્ટિ જાણવો, હવે એ સમ્યક્ત્વના ભેદ દર્શાવીએ છીએ-

## સમ્યક્ત્વના ભેદ.

પ્રથમ નિશ્ચય અને વ્યવહારનો ભેદ બતાવીએ છીએ-વિપરીતાભિનિવેશરહિત આત્મપરિણામ તે તો નિશ્ચયસમ્યક્ત્વ છે, કારણ કે એ સત્યાર્થ સમ્યક્ત્વનું સ્વરૂપ છે અને સત્યાર્થનું નામ જ નિશ્ચય છે, તથા એ વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાનનું કારણભૂત શ્રદ્ધાન તે વ્યવહારસમ્યક્ત્વ છે, કારણ કે-અહીં કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે, અને ઉપચારનું નામ જ વ્યવહાર છે. ત્યાં સમ્યગ્દષ્ટિ-

જીવને દેવગુરુધર્માદિનું સાચું શ્રદ્ધાન છે અને તેનાજ નિમિત્તથી તેના શ્રદ્ધાનમાં વિપરીતાભિનિવેશનો અભાવ થાય છે, માટે અહીં વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાન, તે તો નિશ્ચયસમ્યક્ત્વ છે તથા દેવગુરુધર્માદિનું શ્રદ્ધાન, તે વ્યવહારસમ્યક્ત્વ છે, એ પ્રમાણે એક જ કાળમાં તેને બંને સમ્યક્ત્વ હોય છે. બીજું–મિથ્યાદષ્ટિજીવને દેવગુરુધર્માદિકનું શ્રદ્ધાન આભાસમાત્ર હોય છે તથા તેના શ્રદ્ધાનમાંથી વિપરીતાભિનિવેશનો અભાવ થતો નથી, કારણ કે તેને નિશ્ચયસમ્યક્ત્વ તો છે નહિ તથા વ્યવહારસમ્યક્ત્વ પણ આભાસમાત્ર છે, તેથી તેને દેવગુરુધર્માદિનું શ્રદ્ધાન છે તે વિપરીતાભિનિવેશના અભાવ માટે સાક્ષાત્ કારણ થયું નહિ, અને કારણરૂપ થયા વિના તેમાં ઉપચાર પણ સંભવતો નથી. માટે નિયમરૂપ સાક્ષાત્કારણની અપેક્ષાએ તેને વ્યવહારસમ્યક્ત્વ પણ સંભવતું નથી. અથવા તેને દેવગુરુધર્માદિનું શ્રદ્ધાન નિયમરૂપ હોય છે તે વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાનને પરંપરા કારણભૂત છે, જોકે તે નિયમરૂપ કારણ નથી તોપણ મુખ્યપણે કારણ છે અને કારણમાં કાર્યનો ઉપચાર સંભવે છે તેથી મુખ્યરૂપ પરંપરા કારણની અપેક્ષાએ મિથ્યાદષ્ટિને પણ વ્યવહારસમ્યક્ત્વ કહીએ છીએ.

પ્રશ્ન—કોઈ શાસ્ત્રોમાં દેવગુરુધર્મના શ્રદ્ધાનને વા તત્ત્વશ્રદ્ધાનને તો વ્યવહારસમ્યક્ત્વ કહ્યું છે તથા સ્વ–પરના શ્રદ્ધાનને વા કેવળ આત્મશ્રદ્ધાનને નિશ્ચયસમ્યક્ત્વ કહ્યું છે તે કેવી રીતે?

ઉત્તર—દેવગુરુધર્મના શ્રદ્ધાનમાં પ્રવૃત્તિની મુખ્યતા છે; જે પ્રવૃત્તિમાં અરહંતાદિને દેવાદિક માને અન્યને ન માને તેને દેવાદિકનો શ્રદ્ધાની કહીએ છીએ. તથા તત્ત્વશ્રદ્ધાનમાં તેના વિચારની મુખ્યતા છે; જે જ્ઞાનમાં જીવાદિતત્ત્વોને વિચારે છે તેને તત્ત્વશ્રદ્ધાની કહીએ છીએ. એ પ્રમાણે ત્યાં મુખ્યતા હોય છે. એ બંને કોઈ જીવને તો સમ્યક્ત્વનાં કારણ થાય છે પરંતુ તેનો સદ્ભાવ મિથ્યાદષ્ટિને પણ સંભવે છે તેથી તેને વ્યવહારસમ્યક્ત્વ કહ્યાં છે. વળી સ્વ–પરના શ્રદ્ધાનમાં વા આત્મશ્રદ્ધાનમાં વિપરીતાભિનિવેશરહિતપણાની મુખ્યતા છે. અર્થાત્ જે સ્વ–પરનું ભેદવિજ્ઞાન કરે વા પોતાના આત્માને અનુભવે તેને મુખ્યપણે વિપરીતાભિનિવેશ હોય નહિ તેથી ભેદવિજ્ઞાનીને વા આત્મજ્ઞાનીને સમ્યગ્દષ્ટિ કહીએ છીએ. એ પ્રમાણે મુખ્યપણે સ્વ–પરનું શ્રદ્ધાન વા આત્મશ્રદ્ધાન સમ્યગ્દષ્ટિને જ હોય છે, તેથી તેને નિશ્ચયસમ્યક્ત્વ કહ્યું. આ કથન મુખ્યતાની અપેક્ષાએ છે પણ તારતમ્યપણે એ ચારે લક્ષણ મિથ્યાદષ્ટિને આભાસમાત્ર હોય છે તથા સમ્યગ્દષ્ટિને સાચાં હોય છે. ત્યાં આભાસમાત્ર છે તે નિયમરહિતપણે સમ્યક્ત્વનાં પરંપરા કારણ છે તથા સાચાં છે તે નિયમરૂપ સાક્ષાત્ કારણ છે તેથી તેને વ્યવહારરૂપ કહીએ છીએ. એના નિમિત્તથી જે વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાન થયું તે નિશ્ચયસમ્યક્ત્વ છે, એમ જાણવું.

પ્રશ્ન—કોઈ શાસ્ત્રોમાં લખ્યું છે કે-'આત્મા છે તેજ નિશ્ચયસમ્યક્ત્વ છે અન્ય બધો વ્યવહાર છે' તે કેવી રીતે?

ઉત્તર—વિપરીતાભિનિવેશરહિત શ્રદ્ધાન થયું તે આત્માનું જ સ્વરૂપ છે એટલે ત્યાં અભેદબુદ્ધિથી આત્મા અને સમ્યક્ત્વમાં ભિન્નતા નથી તેથી નિશ્ચયથી આત્માને જ સમ્યક્ત્વ કહ્યું, અન્ય સર્વ સમ્યક્ત્વ તો નિમિત્તમાત્ર છે. તથા ભેદકલ્પના કરતાં આત્મા અને સમ્યક્ત્વ એવા બે ભેદ કહીએ છીએ તેથી અન્ય બધો વ્યવહાર કહ્યો છે. વળી અન્ય નિમિત્તાદિની અપેક્ષાએ આજ્ઞા-સમ્યક્ત્વાદિ દશ ભેદ પણ કહ્યા છે, જેમ આત્માનુશાસનમાં કહ્યું છે. કે યથા—

**आज्ञामार्गसमुद्भवमुपदेशात्सूत्रबीजसंक्षेपात्**
**विस्तारार्थाभ्यां भवमवगाढपरमावगाढे च**

અર્થ—જિનઆજ્ઞાથી તત્ત્વશ્રદ્ધાન થયું હોય તે આજ્ઞાસમ્યક્ત્વ છે. અહીં એટલું જાણવું કે-'મારે જિનઆજ્ઞા પ્રમાણ છે' એટલું જ શ્રદ્ધાન કાંઈ સમ્યક્ત્વ નથી, આજ્ઞા માનવી એ તો કારણભૂત છે તેથી અહીં આજ્ઞાથી ઉત્પન્ન થયું કહ્યું છે પણ પ્રથમ જિનઆજ્ઞા માનવા પછી જે તત્ત્વશ્રદ્ધાન થયું તે આજ્ઞા-સમ્યક્ત્વ છે. (૨) એજ પ્રમાણે નિર્ગ્રંથમાર્ગના અવલોકનથી જે તત્ત્વશ્રદ્ધાન થયું હોય તે માર્ગસમ્યક્ત્વ છે. (૩) તીર્થંકરાદિ ઉત્કૃષ્ટપુરુષોના પુરાણોના ઉપ-દેશથી ઉત્પન્ન થયેલા સમ્યગ્જ્ઞાનવડે અર્થાત્ આગમસમુદ્રમાં પ્રવીણપુરુષોના ઉપદેશઆદિથી પ્રાપ્ત થયેલી જે ઉપદેશકદષ્ટિ તે ઉપદેશસમ્યક્ત્વ છે. (૪) મુનિજનોના આચરણવિધાનને પ્રતિપાદન કરતા એવા આચારસૂત્રોને સાંભળી જે શ્રદ્ધાન કરવું થાય તેને ભલાપ્રકારથી સૂત્રદૃષ્ટિ કહી છે, અને તે સૂત્ર-સમ્યક્ત્વ છે. (૫) બીજ જે ગણિતજ્ઞાનના કારણવડે દર્શનમોહના અનુપમ ઉપશમના બળથી દુષ્કર છે જાણવાની ગતિ જેની એવા પદાર્થોના સમુહની થઈ છે ઉપલબ્ધિ અર્થાત શ્રદ્ધારૂપ પરિણતિ જેને એવા કરણાનુયોગના જ્ઞાનીને બીજદૃષ્ટિ થાય છે તે બીજસમ્યક્ત્વ જાણવું. (૬) પદાર્થોના સંક્ષેપપણાથી જાણવા-વડે જે શ્રદ્ધાન થયું હોય તે ભલી સંક્ષેપદૃષ્ટિ છે અને તેને સંક્ષેપસમ્યક્ત્વ જાણવું. (૭) દ્વાદશાંગવાણીને સાંભળી કરેલી જે રૂચિ અર્થાત્ શ્રદ્ધાન તેને હે ભવ્ય! તું વિસ્તારદૃષ્ટિ જાણ, અને તે વિસ્તારસમ્યક્ત્વ છે. (૮) જૈનશાસ્ત્રોના વચન વિના કોઇ અર્થના નિમિત્તથી થયેલી જે અર્થદષ્ટિ, તેને અર્થસમ્યક્ત્વ જાણવું. એ આઠ ભેદ તો કારણોની અપેક્ષાએ કર્યા છે તથા (૯) અંગ અને અંગબાહ્યસહિત જૈનશાસ્ત્રોના અવગાહનવડે નિપજેલી જે દૃષ્ટિ તે અવ-ગાઢદષ્ટિ છે અને તેને અવગાઢસમ્યક્ત્વ જાણવું. તથા શ્રુતકેવળીને જે તત્ત્વ-શ્રદ્ધાન છે તેને પણ અવગાઢસમ્યક્ત્વ કહીએ છીએ. (૧૦) કેવળજ્ઞાનીને જે તત્ત્વશ્રદ્ધાન છે તેને પરમાવગાઢસમ્યક્ત્વ કહીએ છીએ. એ છેલ્લા બે ભેદ

જ્ઞાનના સહકારીપણાની અપેક્ષાએ કર્યા છે. એ પ્રમાણે સમ્યક્ત્વના દશ ભેદ કહ્યા, ત્યાં સર્વ ઠેકાણે સમ્યક્ત્વનું સ્વરૂપ તત્વાર્થશ્રદ્ધાન જ જાણવું.

વળી સમ્યક્ત્વના ત્રણ ભેદ પણ કર્યા છે. ૧ ઔપશમિક, ૨ ક્ષાયોપશમિક, અને ૩ ક્ષાયિક. એ ત્રણ ભેદ દર્શનમોહની અપેક્ષાએ કર્યા છે. તેમાં ઉપશમસમ્યક્ત્વના બે ભેદ છે, એક પ્રથમોપશમસમ્યક્ત્વ તથા બીજું દ્વિતીયોપશમસમ્યક્ત્વ. ત્યાં મિથ્યાત્વગુણસ્થાનમાં કરણવડે દર્શનમોહને ઉપશમાવી જે સમ્યક્ત્વ ઉપજે તેને પ્રથમોપશમસમ્યક્ત્વ કહીએ છીએ, ત્યાં એટલું વિશેષ છે કે—અનાદિમિથ્યાદૃષ્ટિને તો એક મિથ્યાત્વપ્રકૃતિનો જ ઉપશમ હોય છે, કારણ કે—તેને મિશ્રમોહનીય તથા સમ્યકત્વમોહનીયની સત્તા નથી પણ જ્યારે જીવ ઉપશમસમ્યક્ત્વને પ્રાપ્ત થાય છે ત્યારે તે સમ્યક્ત્વના કાળમાં મિથ્યાત્વના પરમાણુઓને મિશ્રમોહનીયરૂપે વા સમ્યક્ત્વમોહનીયરૂપે પરિણમાવે છે ત્યારે તેને ત્રણ પ્રકૃતિઓની સત્તા થાય છે. માટે અનાદિમિથ્યાદૃષ્ટિને એક મિથ્યાત્વપ્રકૃતિની જ સત્તા છે, અને તેનો જ ઉપશમ થાય છે. વળી સાદિમિથ્યાદૃષ્ટિઓમાં કોઇને ત્રણ પ્રકૃતિઓની સત્તા છે તથા કોઇને એકની જ સત્તા છે. જેને સમ્યક્ત્વના કાળમાં ત્રણની સત્તા થઈ હતી તે સત્તા જેનામાં હોય તેને તો ત્રણની સત્તા છે, તથા જેને મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના થઇ ગઇ હોય અર્થાત્ તેના પરમાણુ મિથ્યાત્વરૂપે પરિણમી ગયાં હોય તેને એક મિથ્યાત્વની જ સત્તા છે માટે સાદિમિથ્યાદૃષ્ટિને ત્રણ પ્રકૃતિઓનો વા એક પ્રકૃતિનો ઉપશમ થાય છે.

પ્રશ્ન—ઉપશમ એટલે શું ?

ઉત્તર—અનિવૃત્તિકરણમાં કરેલા અંતરકરણવિધાનથી સમ્યક્ત્વના કાળમાં જે ઉદય આવવા યોગ્ય નિષેક હતા તેનો તો અહીં અભાવ કર્યો, અર્થાત્ તેના પરમાણુઓને અન્યકાળમાં ઉદય આવવા યોગ્ય નિષેકરૂપ કર્યા; તથા અનિવૃત્તિકરણમાં કરેલા ઉપશમવિધાનથી જે તે કાળમાં ઉદય આવવા યોગ્ય નિષેક હતા તે ઉદીરણારૂપ થાય, પણ તે કાળમાં ઉદયમાં ન આવી શકે એવા કર્યા; એ પ્રમાણે જ્યાં સત્તા તો હોય પણ તેનો ઉદય ન હોય તેનું નામ ઉપશમ છે. એમ આ મિથ્યાત્વથી થયેલું પ્રથમોપશમસમ્યક્ત્વ ચતુર્થાદિથી માંડી સાતમાગુણસ્થાન સુધી હોય છે. તથા ઉપશમશ્રેણી સન્મુખ થતાં સાતમાગુણસ્થાનમાં ક્ષયોપશમસમ્યક્ત્વથી જે ઉપશમસમ્યક્ત્વ થાય તેનું નામ દ્વિતીયોપશમસમ્યક્ત્વ છે. અહીં કરણવડે ત્રણ જ પ્રકૃતિઓનો ઉપશમ થાય છે, કારણ કે આને ત્રણ પ્રકૃતિઓની જ સત્તા હોય છે. અહીં પણ અંતરકરણવિધાનથી વા ઉપશમવિધાનથી તેના ઉદયનો અભાવ કરે છે એજ ઉપશમ છે. આ દ્વિતીયોપશમસમ્યક્ત્વ સાતમાઆદિથી માંડી અગિઆરમાગુણસ્થાન સુધી

હોય છે તથા ત્યાંથી પડતાં કોઇને છઠ્ઠું, પાંચમું અને ચોથું ગુણસ્થાન પણ રહે છે, એમ જાણવું. એમ ઉપશમસમ્યક્ત્વ બે પ્રકારથી છે. એ સમ્યક્ત્વ વર્તમાન-કાળમાં ક્ષાયિકવત્ નિર્મળ છે. પ્રતિપક્ષકર્મની સત્તા હોવાથી આ સમ્યક્ત્વ અંતર્મુહૂર્તકાળમાત્ર રહે છે પછી દર્શનમોહનો ઉદય આવે છે એમ જાણવું. એ પ્રમાણે ઉપશમસમ્યક્ત્વનું સ્વરૂપ કહ્યું.

બીજું-જ્યાં દર્શનમોહની ત્રણ પ્રકૃતિઓમાં સમ્યક્ત્વમોહનીયનો ઉદય હોય એવી દશા જ્યાં હોય તે ક્ષયોપશમસમ્યક્ત્વ છે. કારણ કે સમલતત્ત્વાર્થ-શ્રદ્ધાન હોય તે ક્ષયોપશમસમ્યક્ત્વ છે, અન્ય બે પ્રકારનો ઉદય ન હોય ત્યાં ક્ષયોપશમસમ્યક્ત્વ હોય છે. ઉપશમસમ્યક્ત્વનો કાળ પૂર્ણ થતાં આ સમ્યક્ત્વ થાય છે અથવા સાદિમિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વગુણસ્થાનથી વા મિશ્રગુણસ્થાનથી પણ આની પ્રાપ્તિ થાય છે.

પ્રશ્ન—ક્ષયોપશમ એટલે શું ?

ઉત્તર—દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિઓમાં જે મિથ્યાત્વનો અનુભાગ છે તેના અનંતમા ભાગે મિશ્રમોહનીયનો તથા તેના અનંતમા ભાગે સમ્યગ્મોહનીયનો અનુભાગ છે, તેમાં સમ્યક્ત્વમોહનીયપ્રકૃતિ દેશઘાતિ છે તેથી તેનો ઉદય થવા છતાં પણ સમ્યક્ત્વનો ઘાત થતો નથી. કિંચિત્ મલીનતા કરે પણ મૂળથી ઘાત ન કરી શકે તેનું નામ દેશઘાતિ છે. હવે જ્યાં મિથ્યાત્વ વા સમ્યગ્મિથ્યા-ત્વના વર્તમાનકાળમાં ઉદય આવવા યોગ્ય નિષેકોની (રસથી) ઉદય થયા વિના જ નિર્જરા થાય એ તો ક્ષય જાણવો તથા તેના જ નિષેકોની ભાવિકાળમાં ઉદય આવવા યોગ્ય સત્તા હોય તેજ ઉપશમ છે અને સમ્યકત્વમોહનીયનો ઉદય વર્તે છે, એવી દશા જ્યાં હોય તે ક્ષયોપશમ છે.

તેથી સમળતત્ત્વાર્થશ્રદ્ધાન હોય તે ક્ષયોપશમસમ્યક્ત્વ છે. અહીં જે મળ લાગે છે તેનું તારતમ્યરૂપ સ્વરૂપ તો કેવળજ્ઞાની જાણે છે પણ ઉદાહરણ દર્શાવવા અર્થે ચલ, મલિન અને અગાઢપણું કહ્યું છે. જ્યાં વ્યવહારમાત્ર દેવાદિકની પ્રતીતિ તો હોય પરંતુ અરહંતદેવાદિમાં 'આ દેવાદિ મારા છે આ અન્યના છે' ઇત્યાદિ ભાવ થાય તે ચળપણું છે, શંકાદિ મળ લાગે તે મલિનપણું છે તથા 'શાંતિનાથ શાંતિના કર્તા છે' ઇત્યાદિ ભાવ થાય તે અગા-ઢપણું છે. આ ઉદાહરણ પણ વ્યવહારમાત્ર દર્શાવ્યાં છે પરંતુ નિયમરૂપ નથી. ક્ષયોપશમસમ્યક્ત્વમાં જે નિયમરૂપ કોઇ મળ લાગે છે તે તો કેવળજ્ઞાની જાણે છે, પણ આટલું સમજવું કે-તેને તત્ત્વાર્થશ્રદ્ધાનમાં કોઈ પ્રકારથી સમળ-પણું હોય છે તેથી એ સમ્યક્ત્વ નિર્મળ નથી. આ ક્ષયોપશમસમ્યક્ત્વનો એક જ પ્રકાર છે એમાં કોઈ ભેદ નથી. વિશેષ એટલું છે કે-ક્ષાયિકસમ્યક્ત્વ સન્મુખ થતાં અંતર્મુહૂર્તકાળમાત્ર જ્યાં મિથ્યાત્વપ્રકૃતિનો લોપ કરે છે ત્યાં

બેજ પ્રકૃતિઓની સત્તા રહે છે, પછી મિશ્રમોહનીયનો પણ ક્ષય કરે છે ત્યાં એક સમ્યક્ત્વમોહનીયની જ સત્તા રહે છે, ત્યાર પછી સમ્યક્ત્વમોહનીયની કાંડકઘાતાદિક્રિયા કરતો નથી ત્યાં તે કૃતકૃત્ય વેદકસમ્યગ્દૃષ્ટિ નામ પામે છે, એમ જાણવું. એ ક્ષયોપશમસમ્યક્ત્વનું જ નામ વેદકસમ્યક્ત્વ છે. જ્યાં મિથ્યાત્વ-મિશ્રમોહનીયની મુખ્યતાથી કહીએ ત્યાં તો ક્ષયોપશમસમ્યક્ત્વ નામ પામે છે તથા જ્યાં સમ્યક્મોહનીયની મુખ્યતાથી કહીએ ત્યાં વેદકસમ્યકત્વ નામ પામે છે પણ એ બંને નામ કહેવામાત્ર છે, સ્વરૂપમાં ભેદ નથી. આ ક્ષયોપશમ-સમ્યક્ત્વ ચોથાથી સાતમાગુણસ્થાન સુધી હોય છે. એ પ્રમાણે ક્ષયોપશમ-સમ્યક્ત્વનું સ્વરૂપ કહ્યું.

વળી એ ત્રણે પ્રકૃતિઓના સર્વ નિષેકોનો સર્વથા નાશ થતાં જે અત્યંત નિર્મળતત્ત્વાર્થશ્રદ્ધાન થાય તે ક્ષાયિકસમ્યક્ત્વ છે. તે ચતુર્થાદિ ચાર ગુણ-સ્થાનોમાં કોઈ ઠેકાણે ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિને તેની પ્રાપ્તિ થાય છે. કેવીરીતે થાય છે તે અહીં કહીએ છીએ—પ્રથમ ત્રણ કરણવડે મિથ્યાત્વના પરમાણુઓને મિશ્રમોહનીયરૂપે વા સમ્યક્ત્વમોહનીયરૂપે પરિણમાવે અથવા તેની નિર્જરા કરે, એ પ્રમાણે મિથ્યાત્વની સત્તાનો નાશ કરે તથા મિશ્રઆદિ મોહનીયના પરમાણુઓને સમ્યક્ત્વમોહનીયરૂપે પરિણમાવે વા તેની નિર્જરા કરે, એ પ્રમાણે મિશ્રમોહનીયનો પણ નાશ કરે. વળી સમ્યક્ત્વમોહનીયના નિષેકો ઉદયમાં આવી ખરી જાય તથા જો તેની સ્થિતિ ઘણી હોય તો તેને સ્થિતિકાંડાદિકવડે ઘટાડે, જ્યારે અંતર્મુહૂર્ત સ્થિતિ રહે ત્યારે તે કૃતકૃત્ય વેદકસમ્યગ્દૃષ્ટિ થાય છે, અને અનુક્રમથી એ નિષેકોનો પણ નાશ કરી ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ થાય છે. પ્રતિપક્ષકર્મના અભાવથી આ સમ્યક્ત્વ નિર્મળ છે વા મિથ્યાત્વરૂપી રજના અભાવથી વીતરાગ છે. વળી એનો નાશ થતો નથી પણ જ્યાંથી ઉત્પન્ન થાય ત્યાંથી સિદ્ધઅવસ્થા સુધી તેનો સદ્‌ભાવ રહે છે. એ પ્રમાણે ક્ષાયિકસમ્ય-ક્ત્વનું સ્વરૂપ કહ્યું. એ પ્રમાણે સમ્યક્ત્વના ત્રણ ભેદ કહ્યા.

વળી અનંતાનુબંધીકષાયના સદ્‌ભાવમાં સમ્યક્ત્વની બે અવસ્થા થાય છે, કાંતો અપ્રશસ્ત ઉપશમ થાય છે અગર કાંતો વિસંયોજન થાય છે. ત્યાં જે કરણવડે ઉપશમવિધાનથી ઉપશમ થાય છે તેનું નામ પ્રશસ્ત ઉપશમ છે તથા ઉદયનો અભાવ થવો તેનું નામ અપ્રશસ્તઉપશમ છે. હવે અનંતાનુબંધીનો પ્રશસ્ત ઉપશમ તો થાય નહિ પણ મોહનીયની અન્ય પ્રકૃતિઓનો થાય છે. અનંતાનુબંધીનો તો અપ્રશસ્તઉપશમ થાય છે. વળી જે ત્રણ કરણવડે અનંતાનુબંધીના પરમા-ણુઓને અન્ય ચારિત્રમોહનીયની પ્રકૃતિરૂપ પરિણમાવી તેની સત્તાનો નાશ કરવામાં આવે તેનું નામ વિસંયોજન છે. તેમાં પ્રથમોપશમસમ્યક્ત્વમાં તો અનંતાનુબંધીનો અપ્રશસ્તઉપશમ જ છે તથા દ્વિતિયોપશમસમ્યક્ત્વની પ્રાપ્તિ

તો પ્રથમ અનંતાનુબંધીની વિસંયોજના થયા પછી જ થાય એવો નિયમ કોઇ આચાર્ય લખે છે અને કોઇ નથી લખતા. બીજું ક્ષયોપશમ-સમ્યક્ત્વમાં કોઇ જીવને અપ્રશસ્તઉપશમ થાય છે વા કોઇને વિસંયોજન થાય છે, તથા ક્ષાયિકસમ્યક્ત્વ છે તે પહેલાં અનંતાનુબંધીનું વિસંયોજન થયા પછી જ થાય છે એમ જાણવું. અહીં આટલું વિશેષ કે–ઉપશમ અને ક્ષયોપશમ-સમ્યગ્દષ્ટિને તો અનંતાનુબંધીના વિસંયોજનથી સત્તાનો નાશ થયો હતો પણ જો તે મિથ્યાત્વમાં આવે તો અનંતાનુબંધીના બંધનો તથા ત્યાં તેની સત્તાનો સદ્ભાવ થાય છે, અને ક્ષાયિકસમ્યગ્દષ્ટિ મિથ્યાત્વમાં આવતો જ નથી તેથી તેને અનંતાનુબંધીની સત્તા કદી પણ હોતી નથી;

પ્રશ્ન—અનંતાનુબંધી તો ચારિત્રમોહનીયની પ્રકૃતિ છે તેથી તે સર્વનિમિત્તે ચારિત્રનો જ ઘાત કરે છે, પણ એ વડે સમ્યક્ત્વનો ઘાત કેવી રીતે સંભવે?

ઉત્તર— અનંતાનુબંધીના ઉદયથી ક્રોધાદિરૂપ પરિણામ થાય છે પણ કાંઇ અતત્ત્વશ્રદ્ધાન થતું નથી, માટે અનંતાનુબંધી ચારિત્રનો જ ઘાત કરે છે પણ સમ્યક્ત્વને ઘાતતી નથી; પરમાર્થથી તો એમ જ છે, પરંતુ અનંતાનુબંધીના ઉદયથી જેવા ક્રોધાદિક થાય છે તેવા ક્રોધાદિક સમ્યક્ત્વના સદ્ભાવમાં થતા નથી એવું તેમાં નિમિત્ત-નૈમિત્તિકપણું હોય છે. જેમ–ત્રસપણાની ઘાતક તો સ્થાવરપ્રકૃતિ જ છે પરંતુ ત્રસપણાના સદ્ભાવમાં એકેન્દ્રિયજાતિપ્રકૃતિનો પણ ઉદય થતો નથી તેથી ઉપચારથી એકેન્દ્રિયપ્રકૃતિને પણ ત્રસપણાની ઘાતક કહીએ તો ત્યાં દોષ નથી; તેમ સમ્યક્ત્વનો ઘાતક તો દર્શનમોહ જ છે, પરંતુ સમ્યક્ત્વના સદ્ભાવમાં અનંતાનુબંધીકષાયોનો પણ ઉદય થતો નથી તેથી ઉપચારથી અનંતાનુબંધીમાં પણ સમ્યક્ત્વનું ઘાતકપણું કહીએ તો ત્યાં દોષ નથી.

પ્રશ્ન—જો અનંતાનુબંધી ચારિત્રને ઘાતે છે તો તેના અભાવથી કંઇક ચારિત્ર પ્રગટવા છતાં પણ અસંયતગુણસ્થાનમાં અસંયમ શા માટે કહો છો?

ઉત્તર— અનંતાનુબંધીઆદિ ભેદ છે તે કષાયોની તીવ્ર-મંદતાની અપેક્ષાએ નથી, કારણ કે–મિથ્યાદૃષ્ટિને તીવ્રકષાય થતાં વા મંદકષાય થતાં પણ અનંતાનુબંધીઆદિ ચારે કષાયોનો ઉદય યુગપત્ હોય છે, અને ત્યાં ચારેના ઉત્કૃષ્ટસ્પર્ધક સમાન કહ્યા છે. હા! એટલું ખરું કે–અનંતાનુબંધીની સાથે અપ્રત્યાખ્યાનાવરણાદિનો જેવો તીવ્રઉદય હોય છે તેવો તેના ગયા પછી હોતો નથી, તથા એજ પ્રમાણે અપ્રત્યાખ્યાનાવરણની સાથે પ્રત્યાખ્યાન અને સંજ્વલનનો જેવો ઉદય હોય છે તેવો તેના ગયા પછી હોતો નથી, તથા પ્રત્યાખ્યાનની સાથે જેવો સંજ્વલનનો ઉદય હોય છે તેવો એકલા સંજ્વલનનો ઉદય હોતો નથી, માટે અનંતાનુબંધીના ગયા પછી કંઇક કષાયોની મંદતા તો

થાય છે પરંતુ એવી મંદતા થતી નથી કે જેથી કોઇ ચારિત્ર નામ પામે, કારણ કે – કષાયોનાં અસંખ્યાત લોકપ્રમાણ સ્થાન છે, તેમાં સર્વત્ર પૂર્વ-સ્થાનથી ઉત્તરસ્થાનમાં મંદતા હોય છે પરંતુ વ્યવહારથી તે સ્થાનોમાં ત્રણ મર્યાદા કરી, પ્રથમનાં ઘણાં સ્થાન તો અસંયમરૂપ કહ્યાં, પછી કેટલાંક દેશ-સંયમરૂપ કહ્યાં અને પછી કેટલાંક સકળસંયમરૂપ કહ્યાં; તેમાં પ્રથમ ગુણ-સ્થાનથી માંડી ચોથા ગુણસ્થાનસુધી કષાયનાં જે સ્થાન હોય છે તે બધાં અસંયમનાં જ હોય છે તેથી ત્યાં કષાયોની મંદતા હોવા છતાં પણ ચારિત્ર નામ પામતાં નથી. જોકે પરમાર્થથી કષાયનું ઘટવું એ ચારિત્રનો અંશ છે તોપણ વ્યવહારથી જ્યાં કષાયોનું એવું ઘટવું થાય કે જેથી શ્રાવકધર્મ વા મુનિ-ધર્મનો અંગીકાર થાય ત્યાં જ ચારિત્ર નામ પામે છે. હવે અસંયતગુણસ્થાનમાં એવા કષાય ઘટતા નથી તેથી ત્યાં અસંયમ કહ્યો છે. વળી કષાયોની અધિકતા – હીનતા હોવા છતાં પણ જેમ પ્રમત્તાદિગુણસ્થાનોમાં સર્વત્ર સકળસંયમ જ નામ પામે છે તેમ મિથ્યાત્વથી અસંયતસુધીના ગુણસ્થાનોમાં અસંયમ નામ પામે છે, પણ સર્વ ઠેકાણે અસંયમની સમાનતા ન જાણવી.

પ્રશ્ન—જો અનંતાનુબંધીપ્રકૃતિ સમ્યક્ત્વને ઘાતતી નથી તો તેનો ઉદય થતાં સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ સાસાદનગુણસ્થાનને કેમ પામે છે?

ઉત્તર—જેમ કોઇ મનુષ્યને મનુષ્યપર્યાય નાશ થવાના કારણરૂપ તીવ્ર-રોગ પ્રગટ થયો હોય તેને મનુષ્યપર્યાય છોડવાવાળો કહીએ છીએ પણ મનુષ્ય-પણું દૂર થતાં દેવાદિપર્યાય થાય છે તે તો આ રોગઅવસ્થામાં થઇ નથી, અહીં તો મનુષ્યનું જ આયુષ્ય છે; તેમ સમ્યગ્દૃષ્ટિને સમ્યક્ત્વના નાશના કારણરૂપ અનંતાનુબંધીનો ઉદય થયો હોય તેને સમ્યક્ત્વનો વિરાધક સાસાદની કહ્યો, પણ સમ્યકત્વનો અભાવ થતાં મિથ્યાત્વ થાય છે તે અભાવ તો આ સાસાદ-નમાં થયો નથી, અહીં તો ઉપશમસમ્યક્ત્વનો જ કાળ છે, એમ જાણવું. એ પ્રમાણે સમ્યક્ત્વના સદ્‌ભાવમાં અનંતાનુબંધીચોકડીની અવસ્થા થાય છે માટે સાત પ્રકૃતિઓના ઉપશમાદિકથી પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ કહીએ છીએ.

પ્રશ્ન—તો સમ્યક્ત્વમાર્ગણાના છ ભેદ કર્યા તે કેવી રીતે?

ઉત્તર—સમ્યક્ત્વના તો ત્રણ જ ભેદ છે પરંતુ સમ્યક્ત્વના અભાવરૂપ મિથ્યાત્વ, એ બંનેનો મિશ્રભાવ તે મિશ્ર તથા સમ્યક્ત્વનો ઘાતકભાવ તે સાસાદન, એ પ્રમાણે સમ્યક્ત્વમાર્ગણાથી જીવનો વિચાર કરતાં છ ભેદ કહ્યા છે. અહીં કોઇ કહે કે – 'સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ મિથ્યાત્વમાં આવ્યો હોય તેને મિથ્યાત્વસમ્યક્ત્વ કહેવાય.' એમ કહેવું એ તો અસત્ય છે, કારણ કે – અભવ્યને પણ તેનો સદ્‌ભાવ હોય છે. વળી મિથ્યાત્વસમ્યક્ત્વ કહેવું એ જ

અશુદ્ધ છે. જેમ સંયમમાર્ગણામાં અસંયમ કહ્યો છે તથા ભવ્યમાર્ગણામાં અભવ્ય કહ્યા છે તેજ પ્રમાણે અહીં સમ્યક્ત્વમાર્ગણામાં મિથ્યાત્વ કહ્યું છે, પણ ત્યાં મિથ્યાત્વને સમ્યક્ત્વનો ભેદ ન સમજવો. સમ્યક્ત્વની અપેક્ષાએ વિચાર કરતાં કોઈ જીવોને સમ્યક્ત્વના અભાવથી જ મિથ્યાત્વ હોય છે એવો અર્થ પ્રગટ કરવા અર્થે સમ્યક્ત્વમાર્ગણામાં મિથ્યાત્વ કહ્યું છે. એ જ પ્રમાણે સાસાદન અને મિશ્ર પણ સમ્યક્ત્વના ભેદ નથી, સમ્યક્ત્વના તો ત્રણ જ ભેદ છે, એમ સમજવું. અહીં કર્મના ઉપશમાદિકથી ઉપશમાદિસમ્યક્ત્વ કહ્યાં પણ કર્મનાં ઉપશમાદિક કાંઈ આનાં કર્યાં થતાં નથી, માટે આ જીવ તો તત્ત્વશ્રદ્ધાન કરવાનો ઉદ્યમ કરે અને તેના નિમિત્તથી કર્મનાં ઉપશમાદિક તો સ્વયમેવ થાય છે ત્યારે તેને તત્ત્વશ્રદ્ધાનની પ્રાપ્તિ થાય છે, એમ સમજવું. એ પ્રકારથી સમ્યક્ત્વના ભેદ જાણવા. એ પ્રમાણે સમ્યગ્દર્શનનું સ્વરૂપ કહ્યું. હવે સમ્યગ્દર્શનનાં આઠ અંગ કહીએ છીએ.

## સમ્યગ્દર્શનનાં આઠ અંગ

નિઃશંકિત્વ, નિઃકાંક્ષિત્વ, નિર્વિચિકિત્સિત્વ, અમૂઢદૃષ્ટિત્વ, ઉપબૃંહણ, સ્થિતિકરણ, પ્રભાવના અને વાત્સલ્ય એ સમ્યક્ત્વનાં આઠ અંગ છે. ૧ ભયનો અભાવ અથવા તત્ત્વોમાં સંશયનો અભાવ, તે નિઃશંકિત્વ છે. ૨ પરદ્રવ્યમાં રાગરૂપ વાંચ્છાનો અભાવ, તે નિઃકાંક્ષિત્વ છે. ૩ પરદ્રવ્યમાં દ્વેષરૂપ ગ્લાનિનો અભાવ, તે નિર્વિચિકિત્સિત્વ છે. ૪ તત્ત્વોમાં અને દેવાદિકમાં અન્યથા પ્રતીતિરૂપ મોહનો અભાવ, તે અમૂઢદૃષ્ટિત્વ છે. ૫ આત્મધર્મ વા જિનધર્મને વધારવો, તેનું નામ ઉપબૃંહણ છે. તથા એજ અંગનું નામ ઉપગૂહન પણ કહીએ છીએ, અર્થાત્ 'ધર્માત્મા જીવોના દોષને ઢાંકવા' એવો ઉપગૂહનનો અર્થ સમજવો. ૬ પોતાના સ્વભાવમાં વા જિનધર્મમાં પોતાને વા પરને સ્થાપન કરવો તે સ્થિતિકરણઅંગ છે. ૭ પોતાના સ્વરૂપનું વા જિનધર્મનું માહાત્મ્ય પ્રગટ કરવું, તે પ્રભાવના છે. ૮ પોતાના સ્વરૂપમાં, જિનધર્મમાં વા ધર્માત્માજીવોમાં અતિશય પ્રીતિભાવ થવો તે વાત્સલ્ય છે. એ પ્રમાણે આઠ અંગ જાણવાં. જેમ મનુષ્યશરીરનાં હાથ-પગઆદિ અંગ છે તેમ આ પણ સમ્યક્ત્વનાં અંગ છે.

પ્રશ્ન—કોઇ સમ્યગ્દૃષ્ટિજીવોને પણ ભય, ઇચ્છા અને ગ્લાનિ આદિ હોય છે તથા કોઇ મિથ્યાદૃષ્ટિને તે નથી પણ હોતાં, તો એ નિઃશંકિતાદિને સમ્યક્ત્વનાં અંગ કેમ કહો છો?

ઉત્તર—જેમ મનુષ્યશરીરનાં હાથ-પગ આદિ અંગ કહીએ છીએ ત્યાં કોઇ મનુષ્ય એવા પણ હોય છે કે જેમને હાથ-પગ આદિ કોઇ અંગ હોતાં નથી છતાં તેને મનુષ્યશરીર તો કહીએ છીએ, પરંતુ એ અંગો વિના તે શોભાય-

માન વા સકળકાર્યકારી થતો નથી; તેમ સમ્યક્ત્વનાં નિઃશંકિતાદિ અંગ કહીએ છીએ ત્યાં કોઇ સમ્યગ્દૃષ્ટિ એવા પણ હોય છે કે જેમને નિઃશંકિતાદિમાંનાં કોઈ અંગ હોતાં નથી છતાં તેમને સમ્યક્ત્વ તો કહીએ છીએ, પરંતુ એ અંગો વિના તે સમ્યગ્દર્શન નિર્મળસકળકાર્યકારી થતું નથી. વળી જેમ વાંદરાને પણ હાથ-પગ આદિ અંગ તો હોય છે પરંતુ જેવાં મનુષ્યને હોય છે તેવાં હોતાં નથી; તેમ મિથ્યાદૃષ્ટિને પણ વ્યવહારરૂપ નિઃશંકિતાદિ અંગ તો હોય છે, પરંતુ જેવાં નિશ્ચયની સાપેક્ષતાસહિત સમ્યગ્દૃષ્ટિને હોય છે તેવાં હોતાં નથી. બીજું સમ્યક્ત્વમાં પચીસમળ કહે છે, શંકાદિ આઠ દોષ, આઠ મદ, ત્રણ મૂઢતા અને છ અનાયતન, એ પચીસદોષ સમ્યગ્દૃષ્ટિને હોતા નથી. કદાચિત કોઈને મળ લાગે છે પણ ત્યાં સમ્યક્ત્વનો નાશ થતો નથી, ત્યાં માત્ર સમ્યક્ત્વ મલિન જ થાય છે એમ સમજવું.—

એ પ્રમાણે શ્રીમોક્ષમાર્ગ પ્રકાશક નામ શાસ્ત્રમાં 'મોક્ષમાર્ગનું સ્વરૂપ' એ નામનો નવમો અધિકાર સમાપ્ત.

સંપૂર્ણ.



# પંડિતપ્રવર ટોડરમલ્લજીની રહસ્યપૂર્ણ ચિઠ્ઠી

## અર્થાત્

## આધ્યાત્મિક પ્રશ્નોત્તર પત્રિકા.

### ભૂમિકા.

सर्वमंगलनिधौ हृदि यस्मिन् सङ्गते निरुपमं सुखमेति ।
मुक्तिशर्म च वशीभवति द्राक् तं बुधा भजत शान्तरसेन्द्रम् ॥

**અર્થ**:—હે બુદ્ધિમાન પુરુષો ! જે અનુભવ, હૃદયમાં પ્રાપ્ત થવાથી અનુપમ સુખની પ્રાપ્તિ થાય છે અને મુક્તિલક્ષ્મી શીઘ્ર વશમાં આવે છે તે સંપૂર્ણ મંગળોના સમુદ્રસ્વરૂપ શાન્તરસેન્દ્રના અનુભવને તમે સેવો.

કોઈપણ વિદ્યાને શીખી જે પોતાના પ્રત્યેક સાધારણ યા વિશેષ કાર્યોમાં તેનો નિરંતર ઉપયોગ કરતો રહે છે અથવા તો વ્યવહારિક કાર્યોમાં જેમની વિદ્યાની ઝળક ઝળકે છે તે જ સત્પુરુષો વાસ્તવ અને આદર્શ વિદ્વાન કહેવાય છે. જેઓએ પોતાના સતત પ્રયત્નોદ્વારા આત્માની અનંત શક્તિઓનું ઉદ્‌ઘાટન કરીને શાન્તિસુખનું તત્ત્વ નિચોવ્યું છે, જેઓએ આત્માના ગૂઢ રહસ્યોનો તાગ લીધો છે અને તેને હમેશાં સાંભળવામાં તથા શંકાઓના સમાધાન કરવામાં પોતાના સમયનો સદ્‌વ્યય કર્યો છે તેવા આદર્શ વિદ્વાનો પાસે, જેમ મંત્રવેત્તાના આહ્વાનનપર દેવતા ઉપસ્થિત થાય છે તેમ, પ્રત્યેક દેશના મહાન્ પુરુષો હાથ જોડી ખડા રહે છે.

આવા આદર્શ વિદ્વાનોમાં પંડિતપ્રવર ટોડરમલ્લજી પણ આદર્શ વિદ્વાન થઇ ગયા છે તેઓ અધ્યાત્મરસના રસિક અને જ્ઞાની હતા. જેમણે ગોમટ્ટ-સાર, લબ્ધિસાર, આત્માનુશાસનઆદિ પૂર્ણપાંડિત્યપ્રદર્શક મહાન્ ગ્રંથોની ટીકાઓનું અવલોકન કર્યું છે તેમનાથી તેમની વિદ્વત્તા છાની નથી. આજે તેમના બનાવેલા મોક્ષમાર્ગપ્રકાશક ગ્રંથનો જૈનસમાજમાં બહુ પ્રચાર છે. જૈન-ધર્મનો થોડો પણ મર્મ સમજનાર પ્રત્યેક જિજ્ઞાસુ તેમના બનાવેલા મોક્ષમાર્ગ-પ્રકાશકનું નિત્ય અધ્યયન કરીને તેમાંથી પોતાના આત્માને મળતા શાન્તરસના આસ્વાદનથી પોતાને કૃતકૃત્ય માની સહસ્રમુખે પં. ટોડરમલ્લજીની પ્રશંસા કરવામાં પોતાનું સૌભાગ્ય સમજે છે. યથાર્થપણે તેમનું નામ આચાર્યોની શ્રેણિમાં લખવા યોગ્ય છે.

તેવા પંડિતપ્રવરના આ અધ્યાત્મના ગૂઢ રહસ્યોથી પૂર્ણ ચિઠ્ઠીને અમે નાનુંસરખું શાસ્ત્ર પણ કહીએ તો તેમાં અત્યુક્તિ નથી. તે એક પ્રાચીન ભંડારમાંથી

પ્રાપ્ત થઇ છે; તે તેમણે પોતાના મુલતાનનિવાસી શિષ્યોના પ્રશ્નોના ઉત્તરરૂપે લખી છે. પંડિત ટોડરમલ્લજીએ તે પ્રશ્નોના ઉત્તરો કેટલી ખૂબીથી આપ્યા છે તે વિષયમાં અમારે કાંઇ કહેવાની આવશ્યકતા નથી; કારણ કે તે તો પાઠકોની સમક્ષ જ છે. પરંતુ આ આપણા પૂર્વ વિદ્વાન અધ્યાત્મરસના રસિક હોવા છતાંપણ વ્યવહારમાં કેટલા દક્ષ હતા તે આ ચિઠ્ઠીના શીર્ષક–વ્યવહારથી જ્ઞાત થાય છે.

'તમને સહજાનંદની પ્રાપ્તિ હો' કેવું શિષ્ટાચારપૂર્ણ આધ્યાત્મિક આનંદદાયક વાક્ય છે! જો પાઠકગણ પોતે જ આ વાક્યપર થોડો પણ વિચાર કરે તો માલૂમ પડશે કે આ વાક્ય કેટલું મહત્ત્વપૂર્ણ છે! એ પ્રમાણે ચિઠ્ઠીના સંપૂર્ણ વાક્યોમાં અનુભવની ઝળક દેખાઈ આવે છે. જોકે વર્તમાન શૈલિની હિન્દીભાષામાં તેને પ્રકાશિત કરવાથી તેના વિષયો જન સાધારણને વિશેષ સુંદરતાથી સમજી શકાત પરંતુ જૈનસમાજના એક પ્રસિદ્ધ વિદ્વાનની કીર્તિરક્ષા તથા જે ભાવ વા આનંદ તેમની ભાષામાં વાંચવાથી આવે તે નવીન ભાષામાં ઉતારવાથી આવે કે કેમ તે સંદેહ છે, એમ વિચારી શ્રી છોટેલાલ જૈને તેમની જ ભાષામાં તે પ્રગટ કરેલ છે.

આ જૂની હિન્દીભાષાને નહિ સમજનાર ગુજરાત–કાઠિયાવાડના જૈનસમાજને તે આધ્યાત્મિક ચિઠ્ઠીના મધુરરસનું આસ્વાદન કરાવવાને યથામતિ, તેનો ગુજરાતી અનુવાદ કર્યો છે. પરંતુ મૂળ વિષયની ભાષા અને આશયને વળગી રહેવા માટે રાજકોટનિવાસી ધર્મસ્નેહી ભાઇશ્રી રામજીભાઇ માણેકચંદ વકીલે મારા ભાષાંતરમાં યોગ્ય ફેરફાર કર્યો છે તે જાણી આનંદ થાય છે. આ ભાષાંતરમાં કાંઇ સ્ખલના રહી હોય તો મૂળ સંપાદકની અને વાચકોની ક્ષમા યાચી તથા ભૂલો સૂચવવા વિનંતિ કરી વિરમું છું. —અનુવાદક૦

---

## પંડિતપ્રવર ટોડરમલ્લજીની રહસ્યપૂર્ણ ચિઠ્ઠી.

શ્રી

સિદ્ધ શ્રી મુલતાન નગર મહાશુભસ્થાનવિષે સ્વધર્મી ભાઇ અનેક ઉપમાયોગ્ય અધ્યાત્મરસરોચક ભાઈશ્રી ખાનચંદજી, ગંગાધરજી, શ્રીપાલજી, સિદ્ધારથદાસજી, આદિ સર્વ સ્વધર્મી યોગ્ય. લિ૦ ટોડરમલ્લના શ્રી પ્રમુખ વિનય શબ્દ અવધારજો. અહીં યથાસંભવ આનંદ છે. તમને ચિદાનંદઘનના અનુભવથી સહજાનંદની વૃદ્ધિ ચાહું છું.

બીજું, તમારો એક પત્ર ભાઈશ્રી રામસિંઘજી ભુવાનીદાસજીને આવ્યો હતો. તેના સમાચાર જહાનાબાદથી અન્ય સ્વધર્મીઓએ લખ્યા હતા. ભાઇશ્રી!

આવા પ્રશ્ન તમારા જેવા જ લખે. આ વર્તમાનકાળમાં અધ્યાત્મરસના રસિક જીવો બહુ જ થોડા છે. ધન્ય છે તેમને જે સ્વાનુભવની વાર્તા પણ કરે છે. એ જ વાત કહે છે કેઃ-

तत्प्रति प्रीतिचित्तेन, येन वार्त्तापि हि श्रुता।
निश्चितं सः भवेद्भव्यो, भाविनिर्वाणभाजनम् ॥

पद्मनन्दिपंचविंशतिका। (एकत्वशीतिः २३)

**અર્થઃ**—જે જીવે પ્રસન્નચિત્તથી આ ચૈતન્યસ્વરૂપ આત્માની વાત જ સાંભળી છે તે ભવ્યપુરુષ ભવિષ્યમાં થનારી મુક્તિનો નિશ્ચયથી પાત્ર થાય છે. અર્થાત્ તે જરૂર મોક્ષમાં જાય છે.

ભાઈશ્રી ! તમે જે પ્રશ્નો લખ્યા તેના ઉત્તર મારી બુદ્ધિ અનુસાર કંઈક લખું છું તે જાણશો. અને અધ્યાત્મઆગમનો ચર્ચાગર્ભિત પત્ર તો શીઘ્ર શીઘ્ર આપ્યા કરશો. મેળાપ તો કદિ થવો હશે ત્યારે થશે, અને નિરંતર સ્વરૂપાનુભવમાં રહેશો. શ્રીરસ્તુ.

**હવે સ્વાનુભવદશા વિષે પ્રત્યક્ષ-પરોક્ષાદિક પ્રશ્નોના ઉત્તર બુદ્ધિ અનુસાર લખું છું—**

તેમાં પ્રથમ જ સ્વાનુભવનું સ્વરૂપ, જાણવા અર્થે લખું છું:—

જીવ [નામનો ચેતન] પદાર્થ અનાદિ [કાળ] થી મિથ્યાદૃષ્ટિ છે; સ્વ-પરના યથાર્થરૂપથી વિપરીતશ્રદ્ધાનનું નામ મિથ્યાત્વ છે. વળી જે કાળે કોઈ જીવને દર્શનમોહના ઉપશમ, ક્ષયોપશમથી સ્વ-પરના યથાર્થશ્રદ્ધાનરૂપે તત્ત્વાર્થશ્રદ્ધાન થાય ત્યારે તે જીવ સમ્યક્ત્વી થાય છે. માટે સ્વ-પરના યથાર્થ-શ્રદ્ધાનમાં શુદ્ધાત્મશ્રદ્ધાનરૂપ નિશ્ચયસમ્યક્ત્વ ગર્ભિત છે. વળી જેને સ્વપરનું યથાર્થશ્રદ્ધાન નથી, પણ જૈનમતમાં કહેલાં દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણેને માને છે તથા અન્યમતમાં કહેલાં દેવાદિ વા તત્ત્વાદિને માને નહિ તો એવા કેવળ વ્યવહારસમ્યક્ત્વવડે તે સમ્યક્ત્વીનામને પામે નહિ. માટે સ્વ-પરભેદ-વિજ્ઞાનપૂર્વક જે તત્ત્વાર્થશ્રદ્ધાન હોય તે સમ્યક્ત્વ જાણવું.

વળી એવા સમ્યક્ત્વી થતાંની સાથે, જે જ્ઞાન [પૂર્વે] પાંચ ઈંદ્રિય તથા છઠ્ઠા મનદ્વારા ક્ષયોપશમરૂપ મિથ્યાત્વદશામાં કુમતિ, કુશ્રુતરૂપ થઇ રહ્યું હતું તેજ જ્ઞાન હવે મતિશ્રુતરૂપ સમ્યગ્જ્ઞાન થયું. સમ્યગ્દૃષ્ટિ જે કાંઇ જાણે તે સર્વ જાણવું સમ્યગ્જ્ઞાનરૂપ છે.

એ [સમ્યગ્દૃષ્ટિ] જો કદાચિત્ ઘટપટાદિ પદાર્થોને અયથાર્થ પણ જાણે તો તે આવરણજનિત ઉદયનો અજ્ઞાનભાવ છે; અને ક્ષયોપશમરૂપ પ્રગટ જ્ઞાન છે તે

તો સર્વ સમ્યગ્જ્ઞાન જ છે, કેમકે જાણવામાં પદાર્થોને વિપરીતરૂપે સાધતું નથી, માટે તે સમ્યગ્જ્ઞાન કેવળજ્ઞાનનો અંશ છે. જેમ થોડુંક મેઘપટલ [વાદળ] વિલય થતાં જે કંઇ પ્રકાશ પ્રકટે છે તે સર્વપ્રકાશનો અંશ છે.

**જે જ્ઞાન મતિ-શ્રુતરૂપ પ્રવર્તે છે તે જ જ્ઞાન વધતું વધતું કેવલજ્ઞાનરૂપ થાય છે**, તેથી સમ્યગ્જ્ઞાનની અપેક્ષાએ તો જાતિ એક છે. વળી એ સમ્યગ્દષ્ટિના પરિણામમાં [એ જ્ઞાન] સવિકલ્પ તથા નિર્વિકલ્પરૂપ થઈ બે પ્રકારે પ્રવર્તે છે. ત્યાં જે વિષય-કષાયાદિરૂપ વા પૂજા-દાન-શાસ્ત્રાભ્યાસાદિરૂપ પ્રવર્તે છે તે સવિકલ્પરૂપ જાણવું.

પ્રશ્ન—જ્યાં શુભ-અશુભરૂપ પરિણમતો હોય ત્યાં સમ્યક્ત્વનું અસ્તિત્વ કેવી રીતે હોય?

સમાધાનઃ—જેમ કોઇ ગુમાસ્તો શેઠના કાર્યમાં પ્રવર્તે છે, તે કાર્યને પોતાનું કાર્ય પણ કહે છે, હર્ષ-વિષાદને પણ પામે છે, એ કાર્યમાં પ્રવર્તતાં તે પોતાની અને શેઠની આપસમાં જુદાઇ પણ સમજતો નથી, પરંતુ તેને એવું અંતરંગ શ્રદ્ધાન છે કે 'આ મારું કાર્ય નથી.' એ પ્રમાણે કાર્ય કરનાર તે ગુમાસ્તો શાહુકાર છે; પણ તે શેઠના ધનને ચોરી તેને પોતાનું માને તો તે ગુમાસ્તો ચોર જ કહેવાય; **તેમ કર્મોદયજનિત શુભાશુભકાર્યનો કર્તા થઈ તદ્રૂપ પરિણમે, તોપણ તેને એવા પ્રકારનું અંતરંગ શ્રદ્ધાન છે કે 'આ કાર્ય મારાં નથી.' પણ જો દેહાશ્રિત વ્રત-સંયમને પણ પોતાનાં માને (અર્થાત્ પોતાને તેનો કર્તા માને) તો તે મિથ્યાદૃષ્ટિ છે.** આવી રીતે સવિકલ્પ પરિણામ હોય છે.

## હવે સવિકલ્પદ્વારવડે નિર્વિકલ્પપરિણામ થવાનું વિધાન કહીએ છીએઃ—

તે સમ્યગ્દષ્ટિ કદાચિત્ સ્વરૂપધ્યાન કરવાનો ઉદ્યમી થાય છે ત્યાં **પ્રથમ** સ્વ-પરસ્વરૂપનું ભેદવિજ્ઞાન [વિવેક] કરે; નોકર્મ, દ્રવ્યકર્મ, ભાવકર્મરહિત ચૈતન્યચિત્ચમત્કારમાત્ર પોતાનું સ્વરૂપ જાણે, પછી પરનો વિચાર પણ છૂટી જાય, અને કેવલ સ્વાત્મવિચાર જ રહે છે; ત્યાં નિજસ્વરૂપમાં અનેક પ્રકારની અહંબુદ્ધિ ધારે છે, 'હું ચિદાનંદ છું, શુદ્ધ છું, સિદ્ધ છું.' ઈત્યાદિ વિચાર થતાં સહજ જ આનંદતરંગ ઊઠે છે, રોમાંચ [ઉલ્લસિત] થાય છે, ત્યાર પછી એવા વિચારો પણ છૂટી જાય અને [પોતાનું] સ્વરૂપ કેવલ ચિન્માત્રરૂપ ભાસવા લાગે; ત્યાં સર્વ પરિણામ તે રૂપવિષે એકાગ્ર થઈ પ્રવર્તે. દર્શન-જ્ઞાનાદિકના વા નય-પ્રમાણાદિના વિચાર [વિકલ્પ] પણ વિલય થઇ જાય.

સવિકલ્પચૈતન્યસ્વરૂપવડે જે નિશ્ચય કર્યો હતો તેમાં જ વ્યાપ્ય-વ્યાપક-

રૂપ થઇ એવો પ્રવર્તે કે જ્યાં ધ્યાતા-ધ્યાયપણું [ધ્યેયપણું] દૂર થઈ જાય. અને એવી દશાનું નામ નિર્વિકલ્પઅનુભવ છે. મોટા નયચક્ર ગ્રંથમાં પણ એમજ કહ્યું છે યથા:-

**तच्चाणेसणकाले समयं बुज्झेहि जुत्तिमग्गेण ।**
**णो आराहणसमये पच्चक्खो अणुहवो जह्मा ॥ २६६ ॥**
**तत्वान्वेषणकाले समयं बुध्यस्व युक्तिमार्गेण ।**
**नो आराधनसमये प्रत्यक्षोऽनुभवो यस्मात् ॥ २६६ ॥**

અર્થ:—તત્ત્વના અવલોકનકાળે સમય અર્થાત્ શુદ્ધાત્માને યુક્તિમાર્ગથી અર્થાત્ નય-પ્રમાણ વડે પહેલાં જાણે, ત્યાર પછી આરાધનસમયે અર્થાત્ અનુભવકાળ છે તેમાં નય, પ્રમાણ છે નહિ. કારણ કે ત્યાં તો પ્રત્યક્ષ અનુભવ [વર્તે] છે. જેમ રત્નની ખરીદ વખતે તો અનેક વિકલ્પ કરે છે પણ જ્યારે તે રત્ન પ્રત્યક્ષ પહેરવામાં આવે ત્યારે વિકલ્પ હોતો નથી, ત્યાં તો રત્નને પહેરવાનું સુખ જ વર્તે છે. એ પ્રમાણે સવિકલ્પદ્વારા નિર્વિકલ્પ અનુભવ થાય છે.

વળી જે જ્ઞાન પાંચ ઇંદ્રિય અને છઠ્ઠા મનદ્વારા પ્રવર્તતું હતું તે જ્ઞાન સર્વ બાજુથી સમેટાઈ નિર્વિકલ્પઅનુભવમાં કેવલ સ્વરૂપસન્મુખ થયું. કેમકે આ જ્ઞાન ક્ષયોપશમરૂપ છે તે એક કાળમાં એક જ્ઞેયને જ જાણી શકે; હવે તે જ જ્ઞાન સ્વરૂપ જાણવાને પ્રવર્ત્યું ત્યારે અન્યને જાણવાનું સહજે જ બંધ થયું, ત્યાં એવી દશા થઇ કે બાહ્ય અનેક શબ્દાદિકવિકાર હોવા છતાં પણ સ્વરૂપધ્યાનીને તેની કાંઇ ખબર નથી. એ પ્રમાણે મતિજ્ઞાન પણ સ્વરૂપસન્મુખ થયું. વળી નયાદિના વિચારો મટવાથી શ્રુતજ્ઞાન પણ સ્વરૂપસન્મુખ થયું. આવું વર્ણન સમયસારની ટીકા આત્મખ્યાતિમાં કર્યું છે તથા આત્મઅવલોકનાદિમાં છે, એટલા માટે જ નિર્વિકલ્પઅનુભવને અતેન્દ્રિય કહીએ છીએ; કારણ કે ઈન્દ્રિયોનો ધર્મ તો એ છે કે તે સ્પર્શ, રસ, ગંધ, વર્ણને જાણે તે અહીં નથી અને મનનો ધર્મ એ છે કે તે અનેક વિકલ્પ કરે તે પણ અહીં નથી; [અર્થાત્ એ બન્ને અહીં સ્વરૂપધ્યાનીને નથી] તેથી જે જ્ઞાન ઈન્દ્રિયો તથા મનદ્વારા પ્રવર્તતું હતું તેજ જ્ઞાન નિજઅનુભવમાં પ્રવર્તે છે, તથાપિ આ જ્ઞાનને અતેન્દ્રિય કહીએ છીએ. વળી આ સ્વાનુભવને મનદ્વારા થયો એમ પણ કહીએ છીએ કેમકે આ અનુભવમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન જ છે, અન્ય કોઇ જ્ઞાન નથી.

મતિશ્રુતજ્ઞાન ઇંદ્રિય તથા મનના અવલમ્બન વિના હોય નહિ પણ ઇન્દ્રિય તથા મનનો તો અહીં અભાવ જ છે, કારણ કે ઇન્દ્રિયનો વિષય મૂર્તિક પદાર્થો જ છે. વળી અહીં મતિજ્ઞાન છે, કારણ કે-મનનો વિષય મૂર્તિક-અમૂર્તિક પદાર્થો છે, તેથી અહીં મન સંબંધી પરિણામ સ્વરૂપવિષે એકાગ્ર થઈ અન્ય

ચિન્તા [ચિંતવન] નો નિરોધ કરે છે તેથી તેને મનદ્વારા થયું એમ કહીએ છીએ, "एकाग्रचिन्तानिरोधो ध्यानम्" એવું ધ્યાનનું પણ લક્ષણ કહ્યું છે, એમ અનુભવદશામાં સંભવે છે. વળી સમયસારનાટકના કવિતમાં કહ્યું છે કેઃ—

દોહા

वस्तु विचारत भावतें (पाठान्तरे० ध्यावतें) मन पावै विश्राम।
रस स्वादित सुख उपजै, अनुभौ याकौ नाम॥

એ પ્રમાણે મન વિના જુદા પરિણામ સ્વરૂપમાં પ્રવર્તતા નથી, તેથી સ્વાનુભવને મનજનિત પણ કહીએ છીએ, એટલે તેને અતેન્દ્રિય કહેવામાં અથવા તો મનજનિત કહેવામાં કાંઈ વિરોધ નથી; વિવક્ષા ભેદ છે.

વળી તમે લખ્યું કે 'આત્મા અતેન્દ્રિય છે તે અતેન્દ્રિયવડે જ ગ્રાહ્ય થઇ શકે' [તેના ઉત્તરમાં લખવાનું કે-] મન અમૂર્તિક [પદાર્થ] ને પણ ગ્રહણ કરે છે. કારણ કે – મતિશ્રુતજ્ઞાનનો વિષય સર્વ દ્રવ્યો કહ્યાં છે. તત્ત્વાર્થસૂત્રમાં કહ્યું છે કેઃ – '**मतिश्रुतयोर्निबन्धो द्रव्येष्वसर्वपर्यायेषु**' ॥ ૧-૨૬ ॥

વળી તમે પ્રત્યક્ષ-પરોક્ષ સંબંધી પ્રશ્ન લખ્યો. પણ ભાઇશ્રી! (સમ્યક્ત્વમાં કંઈ) પ્રત્યક્ષ-પરોક્ષરૂપ ભેદ નથી. ચોથા ગુણસ્થાને સિદ્ધ સમાન ક્ષાયિકસમ્યક્ત્વ થઇ જાય છે, તેથી સમ્યક્ત્વ તો માત્ર યથાર્થશ્રદ્ધાનરૂપ જ છે. તે જીવ શુભ-અશુભ કાર્ય કરતો પણ હોય છે, [તેથી કાંઇ યથાર્થ પદાર્થશ્રદ્ધાન ન હોય એમ હોતું નથી]. તમે જે લખ્યું હતું કે 'નિશ્ચયસમ્યક્ત્વ પ્રત્યક્ષ છે અને વ્યવહારસમ્યક્ત્વ પરોક્ષ છે', પણ એમ નથી. સમ્યક્ત્વના તો ત્રણ ભેદ છે. તેમાં ઉપશમસમ્યક્ત્વ અને ક્ષાયિકસમ્યક્ત્વ તો નિર્મળ છે, કેમકે તે મિથ્યાત્વના ઉદયરહિત છે તથા ક્ષયોપશમસમ્યક્ત્વ સમળ છે, પણ આ સમ્યક્ત્વમાં પ્રત્યક્ષ-પરોક્ષરૂપ ભેદ તો છે નહિ.

શુભાશુભરૂપ પ્રવર્તતાં વા સ્વાનુભવરૂપ પ્રવર્તતાં ક્ષાયિકસમ્યક્ત્વમાં સમ્યક્ત્વ ગુણ તો સામાન્ય જ છે, તેથી સમ્યક્ત્વના પ્રત્યક્ષ-પરોક્ષ ભેદ ન માનવા પણ પ્રમાણના પ્રત્યક્ષ, પરોક્ષરૂપ બે ભેદ છે. હવે પ્રમાણ સમ્યગ્જ્ઞાન છે; તેથી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન તો પરોક્ષપ્રમાણ છે, અવધિ, મનઃપર્યય અને કેવલજ્ઞાન પ્રત્યક્ષપ્રમાણ છે. યથાઃ—"**आद्ये परोक्षं, प्रत्यक्षमन्यत्**" (**तत्त्वार्थसूत्र**) ૧૧-૧૨ ॥ એવાં સૂત્રો કહ્યાં છે. તેમજ તર્કશાસ્ત્રમાં પ્રત્યક્ષ-પરોક્ષનું આવું લક્ષણ કહ્યું છે.–"**स्पष्टप्रतिभासात्मकं प्रत्यक्षमस्पष्टं परोक्षम्**" અર્થઃ—જે જ્ઞાન પોતાના વિષયને સારી રીતે નિર્મળરૂપે જાણે તે જ્ઞાન પ્રત્યક્ષ છે. અને જે જ્ઞાન સારી રીતે સ્પષ્ટ ન જાણે તે પરોક્ષ છે; મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનના વિષય તો ઘણા છે પરંતુ તે એક જ જ્ઞેયને સંપૂર્ણ જાણી શકતાં નથી તેથી તે પરોક્ષ છે,

અવધિ–મનઃપર્યયજ્ઞાનનો વિષય થોડો છે પરંતુ તે પોતાના વિષયને સ્પષ્ટ જાણે છે તેથી તે એકદેશપ્રત્યક્ષ છે, અને કેવળ [જ્ઞાન] સર્વ જ્ઞેયને પોતે સ્પષ્ટ રીતે જાણે છે તેથી તે સર્વપ્રત્યક્ષ છે.

વળી પ્રત્યક્ષના બે ભેદ છે, પરમાર્થપ્રત્યક્ષ અને વ્યવહારપ્રત્યક્ષ. અવધિ, મનઃપર્યય અને કેવળજ્ઞાન તો સ્પષ્ટપ્રતિભાસરૂપ છે તેથી તે પારમાર્થિક [ પ્રત્યક્ષ ] છે, અને નેત્રાદિવડે વર્ણાદિકને જાણીએ છીએ તેથી તેને સાંવ્યવહારિકપ્રત્યક્ષ કહીએ છીએ, પરંતુ એક વસ્તુમાં મિશ્ર અનેક વર્ણ છે તે નેત્રવડે સારી રીતે ગ્રહ્યા જાય છે તેથી તેને સાંવ્યવહારિકપ્રત્યક્ષ કહીએ છીએ.

વળી પરોક્ષપ્રમાણના પાંચ ભેદ છે; સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ. તેનું સ્વરૂપઃ—૧. પૂર્વે જાણેલી વસ્તુને યાદ કરીને જાણવી તે સ્મૃતિ કહેવાય, ૨. દૃષ્ટાંતવડે વસ્તુનો નિશ્ચય કરીએ તે પ્રત્યભિજ્ઞાન કહેવાય, ૩. હેતુથી જે વિચારમાં લીધું તે જ્ઞાનને તર્ક કહેવાય, ૪. હેતુથી સાધ્યવસ્તુનું જે જ્ઞાન, તે અનુમાન કહેવાય, તથા ૫. આગમથી જે જ્ઞાન થાય તે આગમ કહેવાય.

એ પ્રમાણે પ્રત્યક્ષ, પરોક્ષપ્રમાણના ભેદ કહ્યા છે. એ સ્વાનુભવદશામાં આત્માને જે જાણવામાં આવે છે તે શ્રુતજ્ઞાનવડે જાણવામાં આવે છે, શ્રુતજ્ઞાન મતિજ્ઞાનપૂર્વક જ છે, તે મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન પરોક્ષ કહેલ છે તેથી ત્યાં આત્માનું જાણવું પ્રત્યક્ષરૂપ હોતું નથી. વળી અવધિ–મનઃપર્યયજ્ઞાનનો વિષય, રૂપીપદાર્થો જ છે; તથા કેવળજ્ઞાન છદ્મસ્થજીવોને હોય નહિ, તેથી [સ્વ] અનુભવમાં કેવળ અવધિ–મનઃપર્યયવડે આત્માનું જાણવું હોય નહિ. વળી અહીં જે આત્માને સારી રીતે સ્પષ્ટ જાણે છે તેમાં પારમાર્થિકપ્રત્યક્ષપણું પણ સંભવતું નથી, તથા જેમ નેત્રાદિવડે જાણવામાં આવે છે તેમ એકદેશ નિર્મળતાપૂર્વક પણ આત્માના અસંખ્યાતપ્રદેશાદિ જાણવામાં આવતા નથી તેથી સાંવ્યવહારિકપ્રત્યક્ષપણું પણ સંભવતું નથી.

અહીં તો આગમ–અનુમાનાદિક પરોક્ષજ્ઞાનવડે આત્માનો અનુભવ હોય છે. જૈનાગમમાં જેવું આત્માનું સ્વરૂપ કહ્યું છે તેને તેવું જાણી તેમાં પોતાના પરિણામોને મગ્ન કરે છે તેથી તેને આગમપરોક્ષપ્રમાણ કહીએ છીએ, અથવા હું આત્મા જ છું તેથી મારામાં જ્ઞાન છે; જ્યાં જ્યાં જ્ઞાન છે ત્યાં ત્યાં આત્મા છે, જેમકેઃ–સિદ્ધાદિક. વળી જ્યાં આત્મા નહિ ત્યાં જ્ઞાન પણ નહિ જેમકેઃ–મૃતકલેવરાદિક. એ પ્રમાણે અનુમાનવડે વસ્તુનો નિશ્ચય કરી તેમાં [ તે પોતાના ] પરિણામોને મગ્ન કરે છે, તેથી તેને અનુમાનપરોક્ષપ્રમાણ કહીએ છીએ; અથવા આગમ–અનુમાનાદિવડે જે વસ્તુ (સ્વરૂપ) જાણવામાં આવ્યું તેને યાદ

રાખીને તેમાં [પોતાના] પરિણામોને મગ્ન કરે છે તેથી તેને સ્મૃતિ કહીએ છીએ, ઇત્યાદિ પ્રકારથી સ્વાનુભવમાં પરોક્ષપ્રમાણ વડે જ આત્માને જાણવાનું હોય છે. પછી જે સ્વરૂપ જાણ્યું તેમાં જ પરિણામ મગ્ન થાય છે, તેનું કંઈ વિશેષ જાણપણું હોતું નથી.

પ્રશ્નઃ—સવિકલ્પ-નિર્વિકલ્પદશામાં જો જાણવાની વિશેષતા નથી તો અધિક આનંદ કેમ થાય?

સમાધાનઃ—સવિકલ્પદશામાં જ્ઞાન અનેક જ્ઞેયને જાણવારૂપે પ્રવર્તતું હતું તે નિર્વિકલ્પદશામાં માત્ર આત્માને જ જાણવામાં પ્રવર્તે છે, એક તો એ વિશેષતા છે. બીજી એ વિશેષતા છે કે જે પરિણામ વિવિધવિકલ્પમાં પરિણમતા હતા તે માત્ર સ્વરૂપમાં જ તાદાત્મ્યરૂપ થઇ પ્રવર્ત્યા. ત્રીજી એ વિશેષતા છે કે એ બન્ને વિશેષતાઓથી કોઈ વચનાતીત અપૂર્વ આનંદ થાય છે કે વિષયસેવનના આનંદમાં તે આનંદના અંશની જાત પણ હોતી નથી. તેથી એ આનંદને અતેન્દ્રિય કહીએ છીએ.

પ્રશ્નઃ—એ સ્વાનુભવમાં પણ આત્મા પરોક્ષ જ છે તો ગ્રંથોમાં એ અનુભવને પ્રત્યક્ષ કેમ કહ્યો છે? કારણ કે ઉપરની ગાથામાં જ કહ્યું છે કે—"**पच्चक्खो अणुहवो जम्हा**".

સમાધાનઃ—અનુભવમાં આત્મા તો પરોક્ષ જ છે, કાંઈ આત્માના પ્રદેશનો આકાર તો ભાસતો નથી, પરંતુ સ્વરૂપમાં પરિણામ મગ્ન થતાં જે સ્વાનુભવ થયો તે સ્વાનુભવ પ્રત્યક્ષ છે. એ સ્વાનુભવનો સ્વાદ કાંઈ આગમ-અનુમાનાદિક પરોક્ષપ્રમાણાદિવડે જણાતો નથી. પોતે જ એ અનુભવના રસાસ્વાદને વેદે છે. જેમ કોઇ અંધમનુષ્ય સાકરનો આસ્વાદ કરે છે ત્યાં સાકરના આકારાદિ તો પરોક્ષ છે પણ જીભવડે જે સ્વાદ લીધો છે તે સ્વાદ પ્રત્યક્ષ છે, એમ [તે અનુભવના સંબંધમાં] જાણવું.

અથવા જે પ્રત્યક્ષ જેવું હોય તેને પણ પ્રત્યક્ષ કહીએ છીએ, જેમ લોકમાં પણ કહીએ છીએ કે 'અમે સ્વપ્નમાં વા ધ્યાનમાં ફલાણા પુરુષને પ્રત્યક્ષ દીઠો', હવે તેને પ્રત્યક્ષ દીઠો તો નથી, પરંતુ પ્રત્યક્ષ માફક પ્રત્યક્ષવત્ (તે પુરુષને) યથાર્થ દેખ્યો તેથી તેને પ્રત્યક્ષ કહી શકાય; તેમ અનુભવમાં આત્મા પ્રત્યક્ષ માફક યથાર્થ પ્રતિભાસે છે, આ ન્યાયે આત્માનું પણ પ્રત્યક્ષ જાણવું હોય છે એમ કહીએ તો તેમાં દોષ નથી. કથન તો અનેક પ્રકારનાં હોય છે પણ તે સર્વ આગમ-અધ્યાત્મશાસ્ત્રથી વિરોધ ન આવે તેમ વિવક્ષાભેદવડે જાણવાં.

**પ્રશ્નઃ—એવો અનુભવ કયા ગુણસ્થાનકમાં કહ્યો છે?**

સમાધાનઃ—ચોથા ગુણસ્થાનથી જ થાય છે. પરંતુ ચોથા ગુણસ્થાને તો ઘણા કાળના અંતરાલે થાય છે અને ઉપરના ગુણસ્થાને શીઘ્ર શીઘ્ર થાય છે.

**પ્રશ્નઃ—અનુભવ તો નિર્વિકલ્પ છે તો ઉપરના અને નીચેના ગુણસ્થાનકે [સ્વાનુભવમાં પરસ્પર] ભેદ શો ?**

ઉત્તરઃ—પરિણામોની મગ્નતામાં વિશેષતા છે; જેમ બે પુરુષ નાવ લે છે અને બન્નેના પરિણામ નાવવિષે છે. ત્યાં એકને તો મગ્નતા વિશેષ છે તથા બીજાને થોડી છે, તેમ આમાં પણ જાણવું.

**પ્રશ્નઃ—જો નિર્વિકલ્પ અનુભવમાં કોઈ વિકલ્પ નથી તો શુક્લ-ધ્યાનનો પ્રથમ ભેદ જે પૃથક્ત્વવિતર્કવિચાર કહ્યો છે તેમાં પૃથ-ક્ત્વવિતર્કવિચાર–નાનાપ્રકારના શ્રુતરૂપ અને વિચાર–અર્થ, વ્યંજન, યોગ, સંક્રમણરૂપ, એમ કેમ કહ્યું હશે ?**

ઉત્તરઃ—કથન બે પ્રકારે હોય છે. એક સ્થૂળરૂપ છે અને બીજું સૂક્ષ્મ-રૂપ છે. જેમ સ્થૂળરૂપે તો છઠ્ઠા ગુણસ્થાને જ સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રત કહ્યું, પણ સૂક્ષ્મતાએ તો નવમા ગુણસ્થાન સુધી મૈથુનસંજ્ઞા કહી; તેમ અહીં સ્વાનુ-ભવમાં નિર્વિકલ્પતા સ્થૂળરૂપે કહી છે. વળી સૂક્ષ્મતાએ તો પૃથક્ત્વવિતર્ક-વિચારાદિ ભેદ વા કષાયાદિક દશમા ગુણસ્થાન સુધી કહ્યાં, હવે પોતાના તથા અન્યના જાણવામાં આવી શકે એવા ભાવનું કથન સ્થૂળ જાણવું, અને જે પોતે પણ ન જાણી શકે, (માત્ર) કેવળીભગવાન જ જાણી શકે એવા ભાવોનું કથન સૂક્ષ્મ જાણવું. ચરણાનુયોગમાં સ્થૂળકથનની મુખ્યતા છે અને કરણાનુ-યોગાદિમાં સૂક્ષ્મકથનની મુખ્યતા છે, એવા ભેદ અન્ય ઠેકાણે પણ જાણવા. એ પ્રમાણે નિર્વિકલ્પઅનુભવનું સ્વરૂપ જાણવું.

વળી ભાઈશ્રી ! તમે ત્રણ દૃષ્ટાંત લખ્યાં અથવા દૃષ્ટાંતદ્વારા પ્રશ્ન લખ્યા પણ દૃષ્ટાંત સર્વાંગ મળતાં આવે નહિ. દૃષ્ટાંત છે તે એક પ્રયોજનને દર્શાવે છે. અહીં બીજનો ચન્દ્ર, જળબિન્દુ, અગ્નિકણ એ દૃષ્ટાંત તો એકદેશ છે અને પૂર્ણિમાનો ચન્દ્ર, મહાસાગર, તથા અગ્નિકુંડ એ સર્વદેશ છે; એ જ પ્રમાણે ચોથા ગુણસ્થાનવર્તી આત્માને જ્ઞાનાદિગુણો એકદેશ પ્રગટ થયા છે તેની તથા તેરમા ગુણસ્થાનવર્તી આત્માને જ્ઞાનાદિગુણો સર્વદેશરૂપ પ્રગટ થયા છે તેની એક જ જાતિ છે. [ એમ સમજવું ].

પ્રશ્નઃ—જો એક જાતિ છે તો જેમ કેવળી સર્વ જ્ઞેયને પ્રત્યક્ષ જાણે છે તેમ ચોથા ગુણસ્થાનવાળો જીવ પણ આત્માને પ્રત્યક્ષ જાણતો હશે ?

ઉત્તરઃ—ભાઈશ્રી ! પ્રત્યક્ષતાની અપેક્ષાએ એ [બન્નેની] એક જાતિ નથી પણ સમ્યગ્જ્ઞાનની અપેક્ષાએ [ એ બન્નેની ] એક જાતિ છે. ચોથા ગુણસ્થાન-

વાળાને મતિ–શ્રુતરૂપ સમ્યગ્જ્ઞાન છે, અને તેરમા ગુણસ્થાને કેવળરૂપ સમ્યગ્જ્ઞાન છે. વળી એકદેશ, સર્વદેશમાં અંતર તો એટલો જ છે કે મતિ–શ્રુતજ્ઞાનવાળા અમૂર્તિકવસ્તુને અપ્રત્યક્ષ અને મૂર્તિકવસ્તુને પણ પ્રત્યક્ષ વા અપ્રત્યક્ષ કિંચિત અનુક્રમપૂર્વક જાણે છે, તથા કેવળજ્ઞાની સર્વ વસ્તુને સર્વથા યુગપત્ જાણે છે. પ્રથમનો પરોક્ષરૂપે જાણે છે અને બીજો પ્રત્યક્ષરૂપે જાણે છે, એટલો જ તેમાં વિશેષ ભેદ છે, વળી જો સર્વ પ્રકારે એ બન્ને જ્ઞાનની એક જ જાતિ કહીએ તો જેમ કેવળજ્ઞાની યુગપત્ અપ્રત્યક્ષ અપ્રયોજનરૂપ જ્ઞેયને નિર્વિકલ્પરૂપે જાણે છે તેમ એ (મતિશ્રુતસમ્યક્જ્ઞાની) પણ જાણે, પણ એમ તો નથી, તેથી પ્રત્યક્ષ–પરોક્ષનો વિશેષ (ભેદ) જાણવો કહ્યું છે કેઃ—

**स्याद्वादकेवलज्ञाने सर्वतत्त्वप्रकाशने ।**
**भेदः साक्षादसाक्षाच्च ह्यवस्त्वन्यतमं भवेत् ॥**

**अष्टसहस्री–दशमःपरिच्छेदः-१०५.**

અર્થઃ—સ્યાદ્વાદ જે શ્રુતજ્ઞાન અને કેવળજ્ઞાન–એ બન્ને સર્વ તત્ત્વોને પ્રકાશનારાં છે, ભેદ એટલો જ કે કેવળજ્ઞાન પ્રત્યક્ષ છે અને શ્રુતજ્ઞાન પરોક્ષ છે. વસ્તુરૂપે એ બન્ને એક બીજાથી અન્યરૂપે નથી. વળી તમે નિશ્ચય અને વ્યવહારસમ્યક્ત્વનું સ્વરૂપ લખ્યું તે સત્ય છે; પરંતુ એટલું જાણવું કે સમ્યક્ત્વીને વ્યવહારસમ્યક્ત્વમાં નિશ્ચયસમ્યક્ત્વ ગર્ભિત છે, નિરંતર ગમન [પરિણમન] રૂપ છે. વળી તમે લખ્યું કે કોઇ સાધર્મી કહે છે કેઃ—

“આત્માને પ્રત્યક્ષ જાણે તો કર્મવર્ગણાઓને પ્રત્યક્ષ કેમ ન જાણે?” એજ કહ્યું છે કે આત્માને પ્રત્યક્ષ તો કેવળી જ જાણે છે તો કર્મવર્ગણાને અવધિજ્ઞાન પણ જાણે છે. વળી તમે લખ્યું કે ‘બીજના ચંદ્રની જેમ આત્માના પ્રદેશ થોડા ખુલ્લા છે એમ કહો’ પરંતુ એ દૃષ્ટાંત પ્રદેશની અપેક્ષાએ નથી પણ ગુણની અપેક્ષાએ છે. એ પ્રમાણે સમ્યક્ત્વ, સ્વાનુભવ, અને પ્રત્યક્ષાદિક સંબંધી તમે જે પ્રશ્નો લખ્યા હતા તેનો પ્રત્યુત્તર મારી બુદ્ધિઅનુસાર લખ્યો છે. તમે પણ જિનવાણીથી, તથા પોતાની પરિણતિથી મેળવી લેશો, અહીં વિશેષ કયાં સુધી લખીએ? કારણ કે જે વાત જાણવામાં આવે તે લખવામાં આવી શકે નહિ. મળ્યે કંઈક કહી શકાય; પરંતુ મળવું તો કર્માધીન છે. માટે સારૂં તો એ છે કે ચૈતન્યસ્વરૂપની પ્રાપ્તિના ઉદ્યમમાં–અનુભવમાં રહેવું–વર્તવું. વર્તમાનકાળમાં અધ્યાત્મતત્ત્વ તો આત્મા છે.

તે સમયસારગ્રંથની શ્રી અમૃતચંદ્રઆચાર્યકૃત ટીકા સંસ્કૃતમાં છે અને આગમની ચર્ચા ગોમટ્ટસારમાં છે તથા બીજી પણ અન્ય ગ્રંથોમાં છે. જે જાણી છે તે સર્વ લખવામાં આવે નહિ, તેથી તમે અધ્યાત્મ તથા આગમ-

ગ્રંથોનો અભ્યાસ રાખજો અને નિજસ્વરૂપમાં મગ્ન રહેજો. વળી તમે કોઈ વિશેષ ગ્રંથ જાણ્યા હોય તો મને લખી મોકલજો; સ્વધર્મીને તો પરસ્પર [ધર્મ] ચર્ચા જ જોઇએ; વળી મારી તો એટલી બુદ્ધિ છે નહિ, પરંતુ તમારા જેવા ભાઇઓથી [આ] પરસ્પર વિચાર છે, તે હવે કયાં સુધી લખીએ ? જ્યાં સુધી મળવું થાય નહિ ત્યાં સુધી પત્ર તો શીઘ્ર જ લખ્યા કરો; મિતિ ફાગણ વદ ૫ સંવત ૧૮૧૧. ૐ શાંતિઃ અનુવાદક, સોમચંદ અમથાલાલ શાહ કલોલ.

---

## સ્વર્ગીયકવિવર શ્રી બનારસીદાસજીરચિત પરમાર્થવચનિકાનો હિન્દી ઉપરથી ગુજરાતી અનુવાદ.

એક જીવ દ્રવ્ય, તેના અનંત ગુણ, અનંત પર્યાય, એક એક ગુણના અસંખ્યાત પ્રદેશ, એક એક પ્રદેશવિષે અનંત કર્મવર્ગણા, એક એક કર્મવર્ગણાવિષે અનંત અનંત પુદ્ગલપરમાણુ, એક એક પુદ્ગલપરમાણુ અનંત ગુણ, અનંત પર્યાયસહિત વિરાજમાન છે. આ પ્રમાણે એક સંસારાવસ્થિત જીવપિંડની અવસ્થા છે; એજ પ્રમાણે અનંત જીવદ્રવ્ય સપિંડરૂપ જાણવા. એક જીવદ્રવ્ય અનંત અનંત પુદ્ગલદ્રવ્યથી સંયોગિત (સંયુકત) માનવું. તેનું વિવરણઃ—

જુદા જુદા રૂપે જીવદ્રવ્યની પરિણતિ તથા જુદા જુદા રૂપે પુદ્ગલદ્રવ્યની પરિણતિ છે તેનું વિવરણઃ—

એક જીવદ્રવ્ય જે પ્રકારની અવસ્થાસહિત નાનાઆકારરૂપ પરિણમે તે પ્રકાર અન્ય જીવથી મળતો આવે નહિ. અન્ય જીવનું તેનાથી અન્ય અવસ્થારૂપ પરિણમન હોય. એ પ્રમાણે અનંતાનંત સ્વરૂપ જીવદ્રવ્ય અનંતાનંત સ્વરૂપ અવસ્થાપૂર્વક વર્તી રહ્યાં છે. કોઇ જીવદ્રવ્યના પરિણામ કોઈપણ અન્ય જીવદ્રવ્યથી મળતા આવે નહિ. એ જ પ્રમાણે એક પુદ્ગલપરમાણુ એક સમયમાં જે પ્રકારની અવસ્થા ધારણ કરે તે અવસ્થા અન્ય પુદ્ગલપરમાણુદ્રવ્યથી મળતી આવે નહિ. તેથી પુદ્ગલ [ પરમાણુ ] દ્રવ્યની પણ અન્ય અન્યતા જાણવી.

હવે જીવદ્રવ્ય, પુદ્ગલદ્રવ્ય એક ક્ષેત્રાવગાહી અનાદિકાળથી છે; તેમાં વિશેષ એટલું કે જીવદ્રવ્ય એક અને પુદ્ગલપરમાણુદ્રવ્ય અનંતાનંત, ચલાચલરૂપ, આગમનગમનરૂપ, અનંતાકારપરિણમનરૂપ, બંધમુક્તિશક્તિસહિત વર્તે છે.

હવે જીવદ્રવ્યની અનંતી અવસ્થા; તેમાં ત્રણ અવસ્થા મુખ્ય સ્થાપી. એક **અશુદ્ધઅવસ્થા**, બીજી **શુદ્ધાશુદ્ધરૂપ મિશ્રઅવસ્થા** તથા ત્રીજી **શુદ્ધઅવસ્થા.** એ ત્રણે અવસ્થા સંસારીજીવદ્રવ્યની જાણવી. સંસારાતીત સિદ્ધને અનવસ્થિતરૂપ કહીએ છીએ.

—હવે ત્રણે અવસ્થા સંબંધી વિચાર:—એક **અશુદ્ધનિશ્ચયાત્મકદ્રવ્ય**, બીજું **મિશ્રનિશ્ચયાત્મકદ્રવ્ય** અને ત્રીજું **શુદ્ધનિશ્ચયાત્મકદ્રવ્ય** છે. અશુદ્ધનિશ્ચયાત્મકદ્રવ્યને સહકારી અશુદ્ધવ્યવહાર છે, મિશ્રનિશ્ચયાત્મકદ્રવ્યને સહકારી **મિશ્રવ્યવહાર** છે; તથા શુદ્ધનિશ્ચયાત્મકદ્રવ્યને સહકારી **શુદ્ધવ્યવહાર** છે. હવે–

## નિશ્ચય અને વ્યવહારનું વિવરણ.

નિશ્ચય તો અભેદરૂપ દ્રવ્ય તથા વ્યવહાર દ્રવ્યના યથાસ્થિત ભાવ છે. પરંતુ વિશેષ એટલું કે જ્યાંસુધી સંસારાવસ્થા છે ત્યાંસુધી વ્યવહાર કહેવાય, સિદ્ધને વ્યવહારાતીત કહેવાય. તેથી સંસાર, વ્યવહાર એ બન્ને એકરૂપ કહ્યો; અર્થાત્ સંસારી તે વ્યવહારી, વ્યવહારી તે સંસારી. હવે–

## એ ત્રણે અવસ્થાનું વિવરણ.

જ્યાંસુધી મિથ્યાત્વઅવસ્થા છે ત્યાંસુધી અશુદ્ધનિશ્ચયાત્મકદ્રવ્ય અશુદ્ધવ્યવહારી છે. સમ્યગ્દૃષ્ટિ થતાં માત્ર ચતુર્થ ગુણસ્થાનકથી માંડી બારમા ગુણસ્થાનક સુધી મિશ્રનિશ્ચયાત્મકજીવદ્રવ્ય મિશ્રવ્યવહારી છે; અને કેવલજ્ઞાની શુદ્ધનિશ્ચયાત્મક શુદ્ધવ્યવહારી છે.

## નિશ્ચય તો દ્રવ્યનું સ્વરૂપ અને વ્યવહાર સંસારાવસ્થિતભાવ, તેનું વિવરણ.

મિથ્યાદૃષ્ટિજીવ પોતાનું સ્વરૂપ જાણતો નથી તેથી પરસ્વરૂપવિષે મગ્ન બની પરકાર્યને તથા પરસ્વરૂપને પોતાનાં માને છે, તેથી તે કાર્ય કરતો હોવાથી તે અશુદ્ધવ્યવહારી કહેવાય. સમ્યગ્દૃષ્ટિ પોતાનું સ્વરૂપ પરોક્ષપ્રમાણવડે અનુભવે છે, પરસત્તા અને પરસ્વરૂપને પોતાનું કાર્ય નહિ માનતો થકો યોગ (મન, વચન અને કાયા) દ્વારવડે પોતાના સ્વરૂપમાં ધ્યાન–વિચારરૂપ ક્રિયા કરે છે, તે કાર્ય કરતાં તે મિશ્રવ્યવહારી કહેવાય. કેવળજ્ઞાની (જીવ) યથાખ્યાત-ચારિત્રના બળવડે શુદ્ધાત્મસ્વરૂપમાં રમણશીલ છે તેથી તે શુદ્ધ વ્યવહારી કહેવાય. તેનામાં યોગારૂઢ અવસ્થા વિદ્યમાન છે તેથી તેને વ્યવહારી નામ કહ્યો. શુદ્ધવ્યવહારની મર્યાદા તેરમા ગુણસ્થાનથી માંડી ચૌદમા ગુણસ્થાન સુધી જાણવી. યથા–**असिद्धत्वपरिणमनत्वात् व्यवहारः ।**

## હવે ત્રણે વ્યવહારનું સ્વરૂપ.

અશુદ્ધવ્યવહાર શુભાશુભાચારરૂપ છે, શુદ્ધાશુદ્ધવ્યવહાર શુભોપયોગ-મિશ્રિત સ્વરૂપાચરણરૂપ છે, અને શુદ્ધવ્યવહાર શુદ્ધસ્વરૂપાચરણરૂપ છે. પરંતુ વિશેષ તેનું એટલું છે કે:—કોઈ કહે કે શુદ્ધસ્વરૂપાચરણાત્મ તો સિદ્ધ વિષે

પ્રગટ છે, તેથી ત્યાં પણ વ્યવહાર સંજ્ઞા કહેવી જોઇએ; તે તેમ નથી કેમકે સંસારઅવસ્થા સુધી વ્યવહાર કહીએ છીએ, સંસારાવસ્થા મટતાં વ્યવહાર પણ મટ્યો કહેવાય, અહીં એ સ્થાપના કરી છે તેથી સિદ્ધ વ્યવહારાતીત કહેવાય. એ રીતે વ્યવહાર વિચાર સમાપ્ત.

## આગમ-અધ્યાત્મનું સ્વરૂપ

વસ્તુનો જે સ્વભાવ તેને આગમ કહીએ છીએ, આત્માનો જે અધિકાર તેને અધ્યાત્મ કહીએ છીએ, આગમ તથા અધ્યાત્મસ્વરૂપભાવ આત્મદ્રવ્યના જાણવા. તે બન્ને ભાવ સંસારઅવસ્થાવિષે ત્રિકાલવર્તી માનવા. તેનું વિવરણઃ--

આગમરૂપ કર્મપદ્ધતિ છે, અધ્યાત્મરૂપ શુદ્ધચેતનાપદ્ધતિ છે. તેનું વિવેચનઃ--કર્મપદ્ધતિ **પૌદ્‌ગલિકદ્રવ્યરૂપ** અથવા **ભાવરૂપ** છે. દ્રવ્યરૂપ તો પુદ્‌ગલના પરિણામ છે, ભાવરૂપ-પુદ્‌ગલાકાર આત્માની અશુદ્ધપરિણુતિરૂપ પરિણામ છે; તે બન્ને પરિણામ આગમરૂપ સ્થાપ્યા.

હવે શુદ્ધચેતનાપદ્ધતિ-શુદ્ધાત્મપરિણામ પણ દ્રવ્યરૂપ તથા ભાવરૂપ એમ બે પ્રકારે છે. દ્રવ્યરૂપ તો જીવત્વપરિણામ છે; તથા ભાવરૂપ જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય આદિ અનંતગુણપરિણામ છે. એ બન્ને પરિણામ અધ્યાત્મરૂપ જાણવા. એ આગમ તથા અધ્યાત્મ બન્ને પદ્ધતિમાં અનંતતા માનવી.

## અનંતતા શું છે તેનો વિચાર

અનંતતાનું સ્વરૂપ દૃષ્ટાંતવડે દર્શાવે છે, જેમકેઃ-વડના ઝાડનું એક બીજ હાથમાં લેવું, તે ઉપર દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો. તે વડના બીજ વિષે એક વડનું ઝાડ છે, ભાવિકાળમાં જેવું થનાર છે તેવા વિસ્તારસહિત તે વૃક્ષનું વાસ્તવ્ય સ્વરૂપ વિદ્યમાનબીજમાં છતુ છે. અનેક શાખા, પ્રશાખા, પત્ર, પુષ્પ, ફળયુકત છે. તેના પ્રત્યેક ફળમાં એવાં અનેક બીજ છે. એ પ્રકારની અવસ્થા એક વડના બીજ વિષે વિચારીએ.

વળી ફરી સૂક્ષ્મદૃષ્ટિથી જોઇએ તો તે વડના વૃક્ષમાં જે જે બીજો છે તે તે બીજો [ એવાં બીજાં ] અંતર્ગર્ભિત વડવૃક્ષયુક્ત છે. એ પ્રમાણે એક વડમાં અનેક અનેક બીજ અને એકેક બીજવિષે એકેક વડવૃક્ષ છે. તેનો [ દીર્ઘ] વિચાર કરીએ તો ભાવિનયપ્રમાણથી ન વડવૃક્ષની મર્યાદા પમાય કે ન બીજની મર્યાદા પમાય. એ પ્રમાણે અનંતતાનું સ્વરૂપ જાણવું. તે અનંતતાના સ્વરૂપને કેવળજ્ઞાનીપુરુષ પણ અનંત જ દેખે, જાણે, કહે; અનંતનો બીજો અંત છે જ નહિ કે જે જ્ઞાનમાં [ અંતરૂપે ] ભાસે. તેથી અનંતતા અનંતરૂપ જ પ્રતિભાસે છે. એ પ્રમાણે આગમ, અધ્યાત્મની અનંતતા જાણવી. તેમાં વિશેષ એટલું કે અધ્યાત્મનું સ્વરૂપ અનંત છે અને આગમનું સ્વરૂપ

અનંતાનંતરૂપ છે. કારણ કે યથાર્થપ્રમાણથી અધ્યાત્મ એક દ્રવ્યાશ્રિત, અને આગમ અનંતાનંત પુદ્ગલદ્રવ્યાશ્રિત છે. તે બન્નેનું સ્વરૂપ સર્વથા પ્રકારે તો કેવળજ્ઞાનગોચર છે; અંશમાત્ર મતિશ્રુતજ્ઞાનગ્રાહ્ય છે. તેથી સર્વથા પ્રકારે આગમી, અધ્યાત્મી તો કેવળજ્ઞાની, અંશમાત્ર મતિશ્રુતજ્ઞાની, તથા દેશમાત્રજ્ઞાતા અવધિજ્ઞાની, મનઃપર્યયજ્ઞાની છે; એ ત્રણે [સર્વથા, અંશમાત્ર દેશમાત્ર] યથાવસ્થિત જ્ઞાનપ્રમાણ ન્યૂનાધિકરૂપ જાણવા. મિથ્યાદૃષ્ટિજીવ ન આગમી છે, ન અધ્યાત્મી છે. કારણ કે તે કથનમાત્ર તો ગ્રંથપાઠના બળવડે આગમ–અધ્યાત્મનું સ્વરૂપ ઉપદેશમાત્ર કહે છે પરંતુ તે આગમ–અધ્યાત્મના સ્વરૂપને સમ્યક્પ્રકારે જાણતો નથી. તેથી મૂઢજીવ ન આગમી કે ન અધ્યાત્મી છે. [કારણ કે તેને તે ભાવનું વેદન જ નથી] યથા–निर्वेदकत्वात् ।

## હવે મૂઢ અને જ્ઞાનીજીવનું વિશેષપણું અન્ય પણ સાંભળો

જ્ઞાતા તો મોક્ષમાર્ગ સાધી જાણે પણ મૂઢ મોક્ષમાર્ગ સાધી જાણે નહિ. શા માટે? તે સાંભળો:––મૂઢજીવ આગમપદ્ધતિને વ્યવહાર કહે છે અને અધ્યાત્મ-પદ્ધતિને નિશ્ચય કહે છે તેથી તે આગમઅંગને એકાન્તપણે સાધી મોક્ષમાર્ગ દર્શાવે છે, અધ્યાત્મઅંગને વ્યવહારથી પણ જાણે નહિ એ મૂઢદૃષ્ટિજીવનો સ્વભાવ છે. તેને એ પ્રમાણે સૂઝે જ ક્યાંથી? કારણ કે–આગમઅંગ બાહ્ય-ક્રિયારૂપ પ્રત્યક્ષપ્રમાણ છે તેનું સ્વરૂપ સાધવું તેને સુગમ છે, તે બાહ્યક્રિયા કરતો થકો મૂઢજીવ પોતાને મોક્ષમાર્ગનો અધિકારી માને છે, પણ અંતર્ગર્ભિત અધ્યાત્મરૂપક્રિયા જે અંતર્દૃષ્ટિગ્રાહ્ય છે તે ક્રિયાને મૂઢજીવ જાણે નહિ, કારણ–અંતર્દૃષ્ટિના અભાવથી અંતરક્રિયા દૃષ્ટિગોચર આવે નહિ; તેથી મિથ્યા-દૃષ્ટિજીવ [ગમે તેટલી બાહ્યક્રિયા કરતો છતો પણ] મોક્ષમાર્ગ સાધવાને અસમર્થ છે. હવે–

## સમ્યગ્દૃષ્ટિનો વિચાર સાંભળો

સમ્યગ્દષ્ટિ કોણ કહેવાય તે સાંભળો:–સંશય, વિમોહ અને વિભ્રમ એ ત્રણ ભાવ જેનામાં નથી તે જીવ સમ્યગ્દષ્ટિ. સંશય, વિમોહ અને વિભ્રમ શું? તેનું સ્વરૂપ દૃષ્ટાંતવડે દર્શાવે છે તે શ્રવણ કરો:–જેમકે ચાર પુરુષ કોઇ એક સ્થાનમાં ઉભા હતા. ત્યાં કોઇ અન્ય પુરુષે તે ચારે પુરુષ પાસે એક છીપનો ખંડ લાવી બતાવ્યો, અને પ્રત્યેકને પ્રશ્ન કર્યો કે આ શું છે? છીપ છે કે રૂપું? પ્રથમ સંશય-વાળો પુરુષ બોલ્યો કે કાંઇ સમજ પડતી નથી કે આ તે છીપ છે કે રૂપું! મારી દૃષ્ટિમાં તેનો નિર્ધાર થતો નથી. પછી બીજો વિમોહવાળો પુરુષ બોલ્યો કે મને એ કાંઇ સમજણ પડતી નથી કે તમે છીપ કોને કહો છો? તથા રૂપું કોને કહો છો? મારી દૃષ્ટિમાં કાંઈ આવતું નથી તેથી હું નથી જાણતો કે

તમે શું કહેવા માગો છો? અથવા તે ચુપ રહે, ઘેલછાથી બોલે નહિ. હવે ત્રીજો વિભ્રમવાળો પુરુષ બોલ્યો કે આ તો પ્રત્યક્ષ પ્રમાણ રૂપું છે, આને છીપ કોણ કહે છે? મારી દૃષ્ટિમાં તો રૂપું સૂઝે છે, તેથી સર્વથાપ્રકારે તે રૂપું છે. તે ત્રણે પુરુષે તો છીપના સ્વરૂપને જાણ્યું નહિ, તેથી તે ત્રણે મિથ્યાવાદી છે. હવે ચોથો પુરુષ બોલ્યો કે–આ તો પ્રત્યક્ષપ્રમાણ છીપનો ખંડ છે તેમાં સંશય શો? છીપ, છીપ, છીપ, નિર્ધાર છીપ. જો આને કોઈ અન્ય વસ્તુ કહે તો તે પ્રત્યક્ષપ્રમાણ ભ્રમિત વા અંધ. તેવી રીતે સમ્યગ્દૃષ્ટિને સ્વપરસ્વરૂપમાં સંશય, વિમોહ, વિભ્રમ નથી, યથાર્થદૃષ્ટિ છે; તેથી સમ્યગ્દૃષ્ટિજીવ અંતર્દૃષ્ટિવડે મોક્ષપદ્ધતિ સાધી જાણે છે. તે બાહ્યભાવને બાહ્યનિમિત્તરૂપ માને છે; તે નિમિત્ત તો નાનાપ્રકારનાં છે એકરૂપ નથી; તેથી અન્તર્દૃષ્ટિના પ્રમાણમાં મોક્ષમાર્ગ સાધે છે. સમ્યગ્જ્ઞાન (સ્વસંવેદન) અને સ્વરૂપાચરણની કણિકા જાગ્યે મોક્ષમાર્ગ સાચો. મોક્ષમાર્ગ સાધવો એ વ્યવહાર અને શુદ્ધદ્રવ્ય અક્રિયારૂપ, તે નિશ્ચય છે. એ પ્રમાણે નિશ્ચય–વ્યવહારનું સ્વરૂપ સમ્યગ્દૃષ્ટિ જાણે છે, પણ મૂઢજીવ જાણે નહિ અને માને પણ નહિ. મૂઢજીવ બંધપદ્ધતિને સાધતો થકો તેને મોક્ષમાર્ગ કહે તે વાત જ્ઞાતા માને નહિ. કેમકે બંધને સાધવાથી બંધ સધાય પણ મોક્ષ સધાય નહિ. જ્યારે જ્ઞાતા કદાચિત્ બંધપદ્ધતિનો વિચાર કરે ત્યારે તે જાણે કે આ બંધપદ્ધતિથી મારું દ્રવ્ય અનાદિકાળથી બંધરૂપ ચાલ્યું આવ્યું છે, હવે એ પદ્ધતિનો મોહ તોડી વર્ત! આ પદ્ધતિનો રાગ પૂર્વની જેમ હે નર! તું શા માટે કરે છે? તે ક્ષણમાત્ર પણ બંધપદ્ધતિમાં મગ્ન થાય નહિ. તે જ્ઞાતા પોતાનું સ્વરૂપ વિચારે, અનુભવે, ધ્યાવે, ગાવે, શ્રવણ કરે તથા નવધાભક્તિ, તપ, ક્રિયા પોતાના શુદ્ધસ્વરૂપસન્મુખ થઈને કરે, એ જ્ઞાતાનો આચાર છે. એનું નામ મિશ્રવ્યવહાર છે. હવે–

## હેયજ્ઞેયઉપાદેયરૂપ જ્ઞાતાની ચાલનો વિચાર

હેય–ત્યાગરૂપ તો પોતાના દ્રવ્યની અશુદ્ધતા, જ્ઞેય–વિચારરૂપ અન્ય ષટ્દ્રવ્યનું સ્વરૂપ, ઉપાદેય–આચરણરૂપ પોતાના દ્રવ્યની શુદ્ધતા. તેનું વિવેચન–

ગુણસ્થાનકના પ્રમાણમાં હેયજ્ઞેયઉપાદેયરૂપશક્તિ જ્ઞાતાની હોય. જેમ જેમ જ્ઞાતાની હેયજ્ઞેયઉપાદેયરૂપશક્તિ વર્ધમાન થતી જાય તેમ તેમ ગુણસ્થાનની વૃદ્ધિ થાય એમ કહ્યું છે. ગુણસ્થાન પ્રમાણે જ્ઞાન, અને ગુણસ્થાન પ્રમાણે ક્રિયા. તેમાં વિશેષ એટલું કે એક ગુણસ્થાનવર્તી અનેક જીવ હોય તો [તેમને] અનેકરૂપનું જ્ઞાન તથા અનેકરૂપની ક્રિયા હોય. કારણ કે ભિન્નભિન્ન આત્મસત્તાના પ્રમાણે કરી [જ્ઞાન–ક્રિયામાં] એકતા મળે નહિ. એકેક જીવદ્રવ્યમાં અન્યાન્યરૂપ ઔદયિકભાવ હોય, તેથી તે ઔદયિકભાવાનુસાર જ્ઞાનની પણ અન્ય અન્યતા જાણવી. પરંતુ વિશેષ એટલું કે [એ સર્વ આત્મામાં] કોઇ પ્રકારનું

જ્ઞાન એવું ન હોય કે પરસત્તાવલંબનશીલ બની મોક્ષમાર્ગ સાક્ષાત્ કહે ! કેમકે અવસ્થા (દશા) ના પ્રમાણમાં પરસત્તાવલંબક છે [પણ તેને તે મોક્ષમાર્ગ કહેતો નથી] તે આત્મા પરસત્તાવલંબીજ્ઞાનને પરમાર્થતા કહેતો નથી, જે જ્ઞાન હોય તે સ્વસત્તાવલંબનશીલ હોય તેનું નામ જ્ઞાન. તે જ્ઞાનને સહકારભૂત નિમિત્તરૂપ નાનાપ્રકારના ઔદયિકભાવ હોય છે. તે ઔદયિકભાવનો જ્ઞાની તમાશગીર છે પણ તેનો કર્તા, ભોક્તા કે અવલંબી નથી; તેથી કોઈ એમ કહે કે 'આ પ્રકારના ઔદયિકભાવ સર્વથા હોય તો તેને અમુક [ફલાણું] ગુણસ્થાન કહીએ' એમ કહેવું એ જૂઠ છે. એમ કહેનારે દ્રવ્યનું સ્વરૂપ સર્વથા પ્રકારે જાણ્યું નથી. કારણ-અન્ય ગુણસ્થાનની તો વાત શું કહેવી ? કેવળીઓમાં પણ ઔદયિકભાવનું નાનાપ્રકારપણું જાણવું. કેવળીઓના ઔદયિકભાવ પણ એક સરખા હોય નહિ; કોઈ કેવળીને દંડ-કપાટરૂપ ક્રિયાનો ઉદય હોય ત્યારે કોઈ કેવળીને તે ન હોય. એ પ્રમાણે કેવળીઓમાં પણ ઉદયની નાનારૂપતા છે તો અન્ય ગુણસ્થાનોની તો વાત શું કહેવી ? માટે ઔદયિકભાવોના ભરોંસે જ્ઞાન નથી. જ્ઞાન સ્વશક્તિ પ્રમાણ છે. સ્વપરપ્રકાશક જ્ઞાનશક્તિ, જ્ઞાયકપ્રમાણ જ્ઞાન તથા યથાનુભવપ્રમાણ સ્વરૂપાચરણરૂપચારિત્ર, એ જ્ઞાતાનું સામર્થ્ય છે. એ વાતનું વિવેચન ક્યાંસુધી લખીએ, ક્યાંસુધી કહીએ ?

(તત્ત્વ) વચનાતીત, ઇન્દ્રિયાતીત, જ્ઞાનાતીત છે તેથી આ વિચારો બહુ શા લખવા ? જે જ્ઞાતા હશે તે થોડું જ લખેલું (પણ) બહુ સમજશે. જે અજ્ઞાની હશે તે આ ચિઠ્ઠી સાંભળશે ખરો, પરંતુ સમજશે નહિ. આ વચનિકા યથાયોગ્ય સુમતિપ્રમાણ કેવળીવચનાનુસાર છે. જે જીવ આ સાંભળશે, સમજશે, શ્રદ્ધશે તેને ભાગ્યાનુસાર કલ્યાણકારી થશે.

**ઇતિ પરમાર્થ વચનિકા.**

**અનુવાદક, સોમચંદ અમથાલાલ શાહ, કલોલ**

## કવિવર શ્રી બનારસીદાસ લિખિત ઉપાદાન-નિમિત્તની ચિઠ્ઠી હિન્દી ઉપરથી ગુજરાતી અનુવાદ

પ્રથમ જ કોઈ પૂછે કે નિમિત્ત શું ? ઉપાદાન શું ? તેનું વિવરણઃ—

નિમિત્ત તો સંયોગરૂપ કારણ, ઉપાદાન વસ્તુની સહજશક્તિ; તેનું વિવરણઃ-

એક દ્રવ્યાર્થિક નિમિત્ત-ઉપાદાન, બીજું પર્યાયાર્થિક નિમિત્ત-ઉપાદાન, તેનું વિવેચનઃ—

દ્રવ્યાર્થિક નિમિત્ત-ઉપાદાન (વસ્તુમાં) ગુણભેદ કલ્પનારૂપ છે. પર્યાયાર્થિક નિમિત્ત-ઉપાદાન (વસ્તુમાં) પરયોગ કલ્પનારૂપ છે. તેની ચૌભંગી. તેમાં

પ્રથમ ગુણભેદ કલ્પનારૂપ ચૌભંગીનો વિસ્તાર કહીએ છીએ તે શ્રવણ કરો:—

જીવદ્રવ્યના અનંત ગુણ, સર્વગુણ અસહાય, સ્વાધીન અને સદાકાળ શાશ્વત છે. તેમાં મુખ્ય બે ગુણ પ્રધાન સ્થાપ્યા, તે પર ચૌભંગીનો વિચાર. એક તો જીવનો જ્ઞાનગુણ અને બીજો જીવનો ચારિત્રગુણ.

એ બન્ને ગુણ શુદ્ધરૂપભાવ જાણવા, અશુદ્ધરૂપ પણ જાણવા અને યથા-યોગ્ય સ્થાનકે [ગુણસ્થાને] માનવા. તેનું વિવરણ:–એ બન્ને ગુણોની ગતિ ન્યારી ન્યારી, શક્તિ ન્યારી ન્યારી, જાતિ ન્યારી ન્યારી, અને સત્તા ન્યારી ન્યારી; તેનું વિવેચન:-

જ્ઞાનગુણની તો જ્ઞાન–અજ્ઞાનરૂપ ગતિ, સ્વપરપ્રકાશક શક્તિ, જ્ઞાન [સમ્યગ્જ્ઞાન] રૂપ તથા મિથ્યાત્વરૂપ જાતિ, તથા દ્રવ્યપ્રમાણ સત્તા છે; પરંતુ વિશેષ એટલું કે જ્ઞાનરૂપ જાતિનો કદિ નાશ થતો નથી; અને મિથ્યાત્વરૂપ જાતિનો નાશ સમ્યગ્દર્શનની ઉત્પત્તિ થતાં સુધી થતો નથી. આ તો જ્ઞાનગુણનો નિર્ણય થયો. હવે ચારિત્રગુણનું વિવેચન કહે છે:–ચારિત્રગુણની સંકલેશ–વિશુદ્ધ-રૂપ ગતિ, સ્થિરતા–અસ્થિરતારૂપ શક્તિ, મંદતીવ્રરૂપ જાતિ, અને દ્રવ્યપ્રમાણ સત્તા છે. તેમાં એટલું વિશેષ કે મંદતાની સ્થિતિ ચૌદમા ગુણસ્થાનપર્યંત હોય છે, અને તીવ્રતાની સ્થિતિ પાંચમા ગુણસ્થાનસુધી હોય છે. આ તો જ્ઞાન–ચારિત્ર બન્નેના ગુણભેદ ન્યારા ન્યારા કહ્યા. હવે તેની વ્યવસ્થા:–જ્ઞાન ચારિત્રને આધીન નથી, ચારિત્ર જ્ઞાનને આધીન નથી. બન્ને અસહાયરૂપ છે. એવી તો મર્યાદા છે.

## હવે ચૌભંગીનો વિચાર–જ્ઞાનગુણ નિમિત્ત અને ચારિત્રગુણ ઉપાદાનરૂપ. તેનું વિવેચન

૧ અશુદ્ધ નિમિત્ત, અશુદ્ધ ઉપાદાન. ૨ અશુદ્ધ નિમિત્ત, શુદ્ધ ઉપાદાન. ૩ શુદ્ધ નિમિત્ત, અશુદ્ધ ઉપાદાન. ૪ શુદ્ધ નિમિત્ત, શુદ્ધ ઉપાદાન. તેનું વિવેચન–સૂક્ષ્મદૃષ્ટિપૂર્વક દ્રવ્યની એક સમયની અવસ્થા લેવી, સમુચ્ચયરૂપ મિથ્યાત્વ-સમ્યકત્વની વાત ન લેવી. કોઇ સમયે જીવની અવસ્થા આ પ્રકારની હોય છે કે:- ૧. જાણરૂપ જ્ઞાન અને વિશુદ્ધતારૂપ ચારિત્ર. ૨. કોઈ સમયે અજાણરૂપ જ્ઞાન અને વિશુદ્ધતારૂપ ચારિત્ર. ૩. કોઇ સમયે જાણરૂપ જ્ઞાન અને સંકલેશરૂપ ચારિત્ર. ૪. કોઇ સમયે અજાણરૂપ જ્ઞાન અને સંકલેશરૂપ ચારિત્ર.

જે સમયે જ્ઞાનની અજાણરૂપ ગતિ અને ચારિત્રની સંકલેશરૂપ ગતિ, તે સમયે નિમિત્ત અને ઉપાદાન બન્ને અશુદ્ધ.

જે સમયે અજાણરૂપ જ્ઞાન અને વિશુદ્ધરૂપ ચારિત્ર, તે સમયે અશુદ્ધ નિમિત્ત અને શુદ્ધ ઉપાદાન.

જે સમયે જાણરૂપ જ્ઞાન અને સંકલેશરૂપ ચારિત્ર, તે સમયે શુદ્ધ નિમિત્ત અને અશુદ્ધ ઉપાદાન.

જે સમયે જાણરૂપ જ્ઞાન અને વિશુદ્ધતારૂપ ચારિત્ર, તે સમયે નિમિત્ત અને ઉપાદાન બન્ને શુદ્ધ.

એ પ્રમાણે જીવની અન્ય અન્ય દશા સદાકાળ અનાદિકાળથી છે. તેનું વિવેચનઃ—

જાણરૂપ એ જ્ઞાનની શુદ્ધતા કહેવાય; વિશુદ્ધરૂપ એ ચારિત્રની શુદ્ધતા કહેવાય, અજ્ઞાનરૂપ એ જ્ઞાનની અશુદ્ધતા કહેવાય તથા સંકલેશરૂપ એ ચારિત્રની અશુદ્ધતા કહેવાય. હવે તે સંબંધી વિચાર સાંભળોઃ—

મિથ્યાત્વઅવસ્થામાં કોઈ સમયે જીવનો જ્ઞાનગુણ જાણરૂપ હોય ત્યારે તે કેવું જાણે છે? તે એવું જાણે છે કે-લક્ષ્મી, પુત્ર, કલત્ર ઇત્યાદિ પ્રત્યક્ષ-પ્રમાણરૂપ મારાથી ન્યારાં છે; હું મરીશ અને એ સૌ અહીં જ પડયાં રહેશે; અથવા એ સૌ જશે અને હું પડયો રહીશ; કોઇ કાળે એ સર્વથી મારે એક દિવસ વિયોગ છે, એવું જાણપણું મિથ્યાદષ્ટિને થાય છે તે તો શુદ્ધતા કહેવાય; પરંતુ એ શુદ્ધતા સમ્યક્‌શુદ્ધતા નથી, પણ ગર્ભિત શુદ્ધતા છે. જ્યારે વસ્તુનું સ્વરૂપ જાણે ત્યારે સમ્યક્‌શુદ્ધતા છે. તેવી શુદ્ધતા ગ્રંથિભેદ વિના હોય નહિ. પરંતુ ગર્ભિતશુદ્ધતા પણ અકામનિર્જરા છે. વળી કોઇ સમયે તે જીવનો જ્ઞાન-ગુણ અજાણરૂપ છે તે ઘેલછારૂપ હોય છે તેથી કેવળ બંધ છે. એ પ્રમાણે મિથ્યા-ત્વઅવસ્થામાં કોઈ સમયે ચારિત્રગુણ વિશુદ્ધરૂપ હોય છે; તેથી ચારિત્રાવરણ-કર્મ મંદ થાય છે, તે મંદતાને લીધે નિર્જરા થાય છે. તથા કોઈ સમયે ચારિત્રગુણ સંક્લેશરૂપ હોય છે જેથી કેવળ તીવ્રબંધ થાય છે. એ પ્રમાણે મિથ્યાત્વ અવસ્થામાં જે સમયે જાણરૂપ જ્ઞાન અને વિશુદ્ધતારૂપ ચારિત્ર છે તે સમયે નિર્જરા છે. જે સમયે અજાણરૂપ જ્ઞાન અને સંકલેશરૂપ ચારિત્ર છે તે સમયે બંધ છે. તેમાં વિશેષ એટલું કે અલ્પ નિર્જરા અને ઘણો બંધ થાય છે; તેથી એ અલ્પની અપેક્ષાએ મિથ્યાત્વઅવસ્થાવિષે કેવળ બંધ કહ્યો. જેમકે-કોઇ પુરુષને નફો થોડો અને નુકશાની ઘણી તો તે પુરુષ ટોટાવાળો જ કહેવાય. પરંતુ બંધ-નિર્જરા વિના જીવ કોઇ અવસ્થામાં હોતો નથી.

દૃષ્ટાંતઃ-જો વિશુદ્ધતાવડે નિર્જરા ન થતી હોય તો એકેન્દ્રિયજીવ નિગોદ અવસ્થાથી વ્યવહારરાશિમાં કોના બળથી આવે છે? ત્યાં તો જ્ઞાનગુણ અજાણરૂપ, ઘેલછારૂપ, અબુદ્ધરૂપ છે. તેથી જ્ઞાનગુણના બળથી નહિ પણ વિશુદ્ધરૂપ ચારિત્રના બળથી જીવ વ્યવહારરાશિમાં ચઢે છે. જીવદ્રવ્યમાં કષા-યની મંદતા થાય છે તેથી નિર્જરા થાય છે, એ મંદતાના પ્રમાણમાં (ચારિત્ર ગુણની) શુદ્ધતા જાણવી. હવે બીજો પણ વિસ્તાર સાંભળોઃ-

જ્ઞાનનું જાણપણું અને ચારિત્રની વિશુદ્ધતા બન્ને મોક્ષમાર્ગાનુસારી છે;

તેથી બન્નેમાં વિશુદ્ધતા માનવી પરંતુ વિશેષ એટલું કે ગર્ભિતશુદ્ધતા એ પ્રગટ શુદ્ધતા નથી. એ બન્ને ગુણની ગર્ભિતશુદ્ધતા જ્યાંસુધી ગ્રંથિભેદ થાય નહિ ત્યાંસુધી મોક્ષમાર્ગ સાધે નહિ, પરંતુ (જીવને) ઊર્ધ્વતા અવશ્ય કરે જ [પણ મોક્ષમાર્ગના કારણરૂપ તે ન થાય]. એ બન્ને ગુણોની ગર્ભિતશુદ્ધતા જ્યારે ગ્રંથિભેદ થાય ત્યારે એ બન્નેની શીખા ફૂટે અને ત્યારે એ બંને ગુણ ધારાપ્રવાહરૂપે મોક્ષમાર્ગ તરફ ચાલે. જ્ઞાનગુણની શુદ્ધતાવડે જ્ઞાન-ગુણ નિર્મળ થાય તથા ચારિત્રગુણની શુદ્ધતાવડે ચારિત્રગુણ નિર્મળ થાય, અને તે કેવળજ્ઞાનનો તથા યથાખ્યાતચારિત્રનો અંકુર છે.

પ્રશ્ન:—તમે કહ્યું કે જ્ઞાનનું જાણપણું અને ચારિત્રની વિશુદ્ધતા એ બન્નેથી નિર્જરા થાય છે. ત્યાં જ્ઞાનના જાણપણાથી તો નિર્જરા થાય એ તો હું માનું છું પરંતુ ચારિત્રની વિશુદ્ધતાથી નિર્જરા કેવી રીતે થાય? એ હું સમજતો નથી. તેનું સમાધાન:—

સમાધાન:—ભાઇ! સાંભળ, સ્થિરતારૂપ પરિણામને વિશુદ્ધતા કહીએ છીએ. એ સ્થિરતા યથાખ્યાતચારિત્રનો અંશ છે એ અપેક્ષાએ વિશુદ્ધતામાં શુદ્ધતા આવી.

પ્રશ્ન:—તમે વિશુદ્ધતાથી નિર્જરા કહી પણ હું કહું છું કે વિશુદ્ધતાથી નિર્જરા નથી પણ શુભબંધ છે.

સમાધાન:—ભાઈ! સાંભળ, એ તો તારું કહેવું ખરું છે કે-વિશુદ્ધ-તાથી શુભબંધ અને સંક્લેશતાથી અશુભ બંધ; એ તો હું પણ માનું છું. પરંતુ એમાં બીજો ભેદ છે તે સાંભળ—

અશુભપદ્ધતિ એ અધોગતિનું પરિણમન છે તથા શુભપદ્ધતિ એ ઉર્ધ્વ-ગતિનું પરિણમન છે. તેથી અધોરૂપ સંસાર અને ઉર્ધ્વરૂપ મોક્ષસ્થાન છે એમ સ્વીકારી તેમાં શુદ્ધતા આવી એમ માન્યું, એમાં વાંધો નથી. વિશુદ્ધતા સદા-કાળ મોક્ષનો માર્ગ છે, પરંતુ ગ્રંથિભેદ વિના શુદ્ધતાનું જોર ચાલતું નથી ને! જેમ કોઈ પુરુષ નદીમાં ડૂબકી મારે, જ્યારે ફરી ઉછળે ત્યારે દૈવયોગાત ઉપર તે પુરુષને નૌકા મળી જાય પરંતુ [ઉપર આવ્યા વિના) જોકે તે તારક [તારુ] છે તોપણ કેવી રીતે નીકળે? કારણ કે તેનું કાંઇ જોર ચાલતું નથી, ઘણો કળ-બળ કરે પણ તેને વશ કાંઈ પણ નથી. તેમ વિશુદ્ધતાની પણ ઉર્ધ્વતા જાણવી; માટે ગર્ભિતશુદ્ધતા કહી. ગ્રંથિભેદ થતાં એ ગર્ભિતશુદ્ધતા મોક્ષ-માર્ગ તરફ ચાલી પોતાના સ્વભાવવડે વર્દ્ધમાનરૂપ થઇ ત્યારે તે પૂર્ણ યથા-ખ્યાતરૂપ પ્રગટ કહેવાઇ. વિશુદ્ધતાની જે ઉર્ધ્વતા એ જ તેની શુદ્ધતા.

જ્યાં મોક્ષમાર્ગ સાધ્યો ત્યાં કહ્યું કે—'**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**'

તથા એમ પણ કહ્યું કે-'**ज्ञानक्रियाभ्याम् मोक्षः**' તે સંબંધી વિચાર:-ચોથા [ અવિરતસમ્યક્ત્વ ] ગુણસ્થાનથી માંડી ચૌદમા ગુણસ્થાનપર્યંત મોક્ષમાર્ગ કહ્યો તેનું વિવરણ-

સમ્યક્‌રૂપ જ્ઞાનધારા, વિશુદ્ધરૂપ ચારિત્રધારા એ બન્ને ધારા મોક્ષમાર્ગ તરફ ચાલી. ત્યાં જ્ઞાનવડે જ્ઞાનની શુદ્ધતા અને ક્રિયાવડે ક્રિયાની (ચારિત્રની) શુદ્ધતા થવા લાગી. ( અહીં પરિણુતિની સ્થિરતારૂપ ક્રિયા સમજવી) વિશુદ્ધતામાં જે શુદ્ધતા છે તે (ક્રમશઃ) યથાખ્યાતચારિત્રરૂપ થાય છે; જો વિશુદ્ધતામાં શુદ્ધતાનો અંશ ન હોત તો જ્ઞાનગુણ શુદ્ધ હોત અને ક્રિયા [ પરિણુતિ ] અશુદ્ધ રહેત, પણ કેવળીભગવાનમાં એમ તો હોતું નથી. [ તેથી સિદ્ધ થાય છે કે ] તેમાં [ વિશુદ્ધતામાં ] શુદ્ધતા હતી તેનાથી વિશુદ્ધતા થઈ.

અહીં કોઇ કહે કે જ્ઞાનની શુદ્ધતાવડે ક્રિયા શુદ્ધ થઈ; પણ એમ નથી. કોઇ ગુણ અન્ય ગુણને આશ્રયે નથી, સર્વ અસહાયરૂપ છે. વળી સાંભળ ! જો ક્રિયાપદ્ધતિ સર્વથા અશુદ્ધ હોત તો અશુદ્ધતાની એટલી શક્તિ તો નથી કે તે મોક્ષમાર્ગ તરફ ગતિ કરે. વિશુદ્ધતામાં યથાખ્યાતચારિત્રનો અંશ છે છે તેથી તે અંશ ક્રમશઃ પૂર્ણ થયો

હે ભાઈ! તેં વિશુદ્ધતામાં* શુદ્ધતા માની કે નહિ ? જો તેં માની છે તો કાંઇ અન્ય કહેવાનું કાર્ય નથી, જો તેં નથી માની તો તારું દ્રવ્ય એ પ્રકારે પરિણમ્યું છે ત્યાં અમે શું કરીએ ? જો માને તો તને શાબાશી. એ દ્રવ્યાર્થિકની ચૌભંગી પૂર્ણ થઇ.

## નિમિત્ત-ઉપાદાનનો શુદ્ધ-અશુદ્ધરૂપ વિચાર:—

હવે પર્યાયાર્થિકની ચૌભંગી સાંભળ !—૧ વક્તા અને શ્રોતા બન્ને અજ્ઞાની, તે નિમિત્ત અને ઉપાદાન બન્ને અશુદ્ધ. ૨ વક્તા અજ્ઞાની અને શ્રોતા જ્ઞાની, તે નિમિત્ત અશુદ્ધ અને ઉપાદાન શુદ્ધ. ૩ વક્તા જ્ઞાની અને શ્રોતા અજ્ઞાની, તે નિમિત્ત શુદ્ધ અને ઉપાદાન અશુદ્ધ. ૪ વક્તા જ્ઞાની અને શ્રોતા જ્ઞાની, તે નિમિત્ત અને ઉપાદાન બન્ને શુદ્ધ. **એ પ્રમાણે પર્યાયાર્થિક ચૌભંગી કહી.**

**ઇતિ નિમિત્ત-ઉપાદાન શુદ્ધાશુદ્ધરૂપવિચારવચનિકા.**

**અનુ૦ સોમચંદ અમથાલાલ શાહ કલોલ.**

*અહીં વિશુદ્ધતા એટલે મંદકષાય તથા શુદ્ધતા એટલે કષાયરહિતપણું સમજવું. ગ્રંથિભેદ થયા વિનાની વિશુદ્ધતા ગમે તેટલી થઇ હોય તોપણ તે મોક્ષમાર્ગ ભણી જતી જ નથી; તેથી જ તે દ્રવ્યચારિત્ર નામ કહેવાય છે. દ્રવ્યલિંગીમુનિને પણ એ જ અપેક્ષાએ મિથ્યાદષ્ટિ કહ્યા છે, અને ચોથા અવિરતસમ્યગ્દષ્ટિને મોક્ષમાર્ગી કહ્યો તેનું પણ એ જ કારણ છે. અનુવાદક૦